# પેરે ભોલુ પંચી.

ભાષાંતરકર્તા, ઉછભાઈ પ. માસતર.

નવી આવૃત્તી

સુધારા તથા વધારા સાથ.

છપાવી પ્રગટ કરનાર
એમ. મીસ્ત્રીની કુંપની, કોટ, મુંબઈ.

No. 11. ૩૪૮૪

# પેરે ભોલુ પંચી.

ભાષાંતરકર્તા, ડુડુભાઈ પ. માસતર.

નવી આવ્રુતી

સુધારા તથા વધારા સાથ.

છપાવી પ્રગટ કરનાર

એમ. મીસ્રીની કુંપની, કોટ, મુંબઈ.



ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.

# પ્રસ્તાવના.



સુખી કિવાં દુઃખી હૈયાતીના જોઇતા પુરતા નિભાવમાટે જેમ અન્ન પાણીની જરૂરિયાત એવી કે તે વના લગારે ચાલે એવું નહિ, તેમજ વળી સુખી દુઃખી જીંદગીની પ્રત્યેક ઘડી, ઝડપથી અને સડસડાત ગમતી રૂઢિએ વહી શકે એટલા માટે મનોરંજક કાહાણી કીસ્સાના સારા પ્રકારે રચાયલાં પુસ્તકોની ખરેજ જરૂરિયાત છે. અત્યાર સુધીમાં પ્રસિદ્ધ પામેલા તેમજ લૌકીક સ્તુતી મેળવેલાં બીજાં પુસ્તકો વિષે ગમે એ કહો, પણ પેટે બોલુ પંચીને તેમની સંફ માહેલું એક ગણ્યુ એટલે એને પુરતો ઇનસાફ મળ્યો એમ કહેવાય નહિ.

પેટે બોલુ પંચી તે ખરેજ પરોપકારી પંચી છે. જેમ કારૂનના ખજાણાનો નહિ સુમાર તેમ આપણા મ્હાત્મા પેટે બોલુ પંચીના અખુટ પ્રપંચનો નહિ ઠાગ. એ પ્રપંચ માત્ર રમુજી અને નિર્દોષ છે અને એજ મોટી ખુબીથી દરેક જીવડાનો તે દરેક પ્રસંગે સોબતી થવા લાયક ગણાઇ ચુકો છે. નવડા તેમજ બિમાર ઓરડામાં તો અમૂલ્ય અને અતૂલ્ય ખજાણો છે, જે વિચારની સાબેતી એની પેહેલી આવૃતિનો પુરતો ખપ પછવાડેથી થય તેનો દાખલો આપી શકીએ છિયે અને આશા રા છિયે કે આ નવાં નાનાં સાહસને પ્રજાનો પુરતો આશ્ મળશે તો કોઇ ટુક મુદતમાં એના બીજા ભાગો ગુજર લેખાસે હસ્તી દેખશે.

# સાંકળયું.



---

# પેટબોલુ પંચી.

## પ્રકરણ ૧ લું.

### વેલેનતાઇનનો જન્મ, તેની કેળવણી, તેનાં માબાપ, તેના બાપનું કવખતનું મરણ.

ઇન્ગલાન્દ મધે સફક પ્રાંતમાહેલાં એક પ્રાચીન અને વસતીવાલાં શેહેરમાં **જોનાથન** વોક્ષ નામે એક ચાલાક પંડીત રહેતો હતો. તે પંડીત ઝડપથી એક સારી પુંજી એકઠી કરવા દરેક ચીજમાં હાથ ઘાળતો, પણ તે કમનસીબે કશામા ફાવી શકતો નહતો; કારણ કે તે એક કામની પછવાડે જાઝો વાર ખંતીથી વળગી રહેતો ન હતો.

જ્યારે તે પચીસ વરસની વયે પોહોંચ્યો ત્યારે **મીસ પેનીલોપ લાંગ** નામની એક જુવાન નાર ઉપર તેની મોહોબત દોડી. તે સ્ત્રીનો કાકો એટલો માતબર હતો કે ગોયા પૈસાની તેને ત્યાં ટંકશાલ ચાલતી હતી. એ કાકા કાકી શિવાએ **મીસ પેનીલોપનું** બીજું કોઇ સગું ન હતું. તેણીની એ તમામ હકીકતની ખબર **જોનાથનને** પડી હતી; તેથી તે **મીસ પેનીલોપને** હાથ કરી રાખવાને તેના જીગરમાં કાલજી ઉત્પન થઇ; સબબ, તે એવું સમજતો હતો કે અગર તેથી તે તવંગર નહિ થાય તોપણ તેણીનાં કુટુંબમાં દોલત એટલી હતી કે મોડે વેહેલે તે દોલત તેનીજ થવાની.

એવા વિચારથી **જોનાધન** આસ્તે આસ્તે **મીસ પે-નીલોપ સાથ** વાત ચીતનો વેહેવાર ચલાવવા લાગ્યો. પેહેલ-વેહેલે હવા ઉપર વાત ચાલી, અને તે પછી **સેંત જેમ્સના** દેવલના પાદરીની શુભાષાન કરવાની ઢપ ઉપર ગપા મારાયા કે જે બાબદમાં બંધે ખબરદાર હોવાથી ઘણો લાંબો વખત નીકળી ગયો, અને સેવટે જ્યારે બંધેને જુદાં પડવાનો વખત આવી પહોંચ્યો ત્યારે તેઓ ડહાપણ વાપરી છુટાં પડયાં. બીજી સાંહાંજરે ડેડાવ પ્રમાણે બંધે પાછાં મળ્યાં, એટલે **જોનાધને** પાછી કાંઇ ગોફતેગો ચાલુ કીધી અને એ રવેશે ઉલટથી તે કામ તેણે લગભગ પંદર વરસવેર ચાલુ રાખ્યું. એમ એટલી લાંબી મુદતવેર ઢીલ કરવાનો સબબ એ હતો કે **જોનાધન** એક બનાવની રાહા જોતો હતો કે જે બનવાથી બધે પછવાડેથી સુખ જોય. આકેબત છેક પંદર વરસ જેવી લાંબી મુદતે તેની ઉમેદ બર આવી, યાને **પેનીલોપે** પોતે તેમનાં લગનની વાત છેડી કે જેથી તેણીના કાકા કાકીની હજુર સેતાબીથી તેમના નેકાહ બંધાયા; અને બાર મહીનાની સેવટે તેમને એક પુત્ર અવતર્યો કે જે ઉપર **જોનાધન** અતિશય મોહોબત કરતો હતો.

પૈસાટકાની બાબદમાં **જોનાધન** ઠીક નિવડયો નહિ; તેનું કારણ આગળ કહયું તેમ એક કામ પાછળ બરાબર વળગી રહી પાર પાડવાનું તે સમજતો ન હતો; એટલુંજ નહિ પણ તે મુર્ખાઇથી નાની રકમના પૈસાને કુછ બી-સાડમાં ગણતો નહતો. ૨૦૦) રૂપીઆ જેવી રકમની તે કાંઇ દરકાર કરતો નહિ. એવી રકમ તો પાછી લેવાની કાંઇ પણ આશા વગર બેધડક લોકોને વગર રસીતે તે ઉછીકી આપતો. આ રીતથી તે હંમેશ ગરીબી હાલતમાં રહેતો. જેમ વધારે પૈસા તેના હાથમાં આવતા તેમ વધારે

તે ખર્ચ કરતો અને અલબતાં એમ કરવાથી તે કરજમાં ને કરજમાં ડુબેલો રહેતો.

હવે જ્યારે **જોહન** કાકાએ તેનામાં એ રવેશની ખરાબ ખાશીઅત જોઇ ત્યારે એવી કઢંગી ટેવ શુધારવાના અગત્યપણા વિશે તેને સમજાવ્યો, અને ખચીત તેના કહેવાથી **જોનાથન** ઉપર સારી અસર થઇ. તે વખત પછી કોઈને પણ તે એક પાવલી કે અરધો પણ ધીરતો ન હતો; યા કોઇની હુંડીબી શ્વીકારતો ન હતો. પણ એ રવેશનો સુધારો ફકત એક માસ સુધી તેનામાં ચાલુ રહયો; કારણ કે એ મુદતની અંદર તેના એક મિત્રને પૈસાની અગત્ય પડયાથી તેણે જામીન થઇ કોઈ પાસથી તેને નાણાં અપાવ્યાં; પણ તે નાણાં તેના મિત્રથી યા પોતાથી પાછાં અદા કરી શકાયાં નહિ એટલે તેને અને મિત્ર બંધેને જેલમાં જવાની ફરજ પડી.

**જોનાથનનો** દીકરો **વેલેનતાઈન** કાંઇ એટલો મોટો ન હતો કે તે પોતાના પીતાને છોડાવી શકે; તોપણ આ વાતતો ખરીજ છે કે આ વખતે તેણેજ પોતાના બાપને જેલમાંથી બહાર કઢાવ્યો; સબબ, **જોહન** કાકાએ ફકત તે છોકરાને ખાતરજ અને તેનીજ મારફતે રૂપીઆ આપી **જોનાથનનો** છુટકો કીધો.

આ નામોસીથી **જોનાથન** ઉપર મજબુત અસર થઇ, કારણ કે હવે તે કોઈને પણ મદદ કરતો નહિ, અને જો મદદ કરતો તો રોકડ પૈસાનીજ કરતો; પણ કોઇ ખાતર કોઈને પણ સહી આપતો નહિ.

એમ કરતાં જ્યારે **વેલેનતાઈન** નવ વરસની વયે પુગ્યો ત્યારે **જોહન** કાકાએ તેને **હેનરી પાલ** નામના એક પાદરી ઉસ્તાદના હાથ હેઠળ કેળવણી લેવા મુકયો. તે પાદરી બચ્ચાંવાળ હતો, અને તેની વરસ દહાડાની આવક

૨૫૦૦) કરતાં વધુ ન હતી. તેની નિશાળ **ન્યુમારકીતની પડોસમાં** હતી. તે ઉદાર મનનો પુરૂષ હતો, અને સદગુણની બાબદમા તે એટલો તો નેક હતો કે તે લુચ્ચાઈનું કામ જાતે તો કરતો ન હતો, પણ કોઈને કાંઈ બુરૂં કામ કરતાં જોતો એટલે તે પોતાનું દિલ કચવાવતો હતો.

**વેલેનતાઈન** તેની ઈસકોલમાં વરસ પાંચ રહયો એટલે કાંઈ દરિયાઈ તપાસ કરવા જતાં તેનો બાપ દરિયામાં **ડુબ્યો, જેથી તેની માનાં** દુ:ખ અને વિલાપનો કાંઈ પાર **ન રહયો; અને** તેણીનાં દુ:ખમાં કાંઈક દિલાસો આવે એમાટે તેણીએ **વેલેનતાઈનને** ઈસકોલેથી ઉઠાડી પોતાની આગળ ઘરમાં રાખ્યો.

બાપ વગરના **વેલેનતાઈનને** પણ અતિશય ગમ લાગયો ખરો; પણ તે ગમ વખત જતાં તે ભુલી ગયો. તેની માવતરને **જોહન** કાકાએ કાંઈક સાલીઆનું નક્કી આપતું કર્યું હતું. તેમાંથી તેણીની **વેલેનતાઈનને** કાંઈક લવાજમ આપતી કે જે મળવાથી **વેલેનતાઈન** પોતાના મનને ભાવે તેમ ખાવાપીવા અને મોજ મારવા લાગ્યો. એમ કરતાં બીજાં ચાર વરસ વહી ગયાં કેડે એક બનાવ એવો બન્યો કે જે જો ન બનત તો **વેલેનતાઈનની** જીન્દગીનો આ મનોરંજક તથા રમુજી કિસ્સો કદી પણ લખાત યા વાંચવામાં આવત નહિ.

---

## પ્રકરણ ૨ જું.

---

### એક મોટા જાદુગરની અજાયબ મનશક્તિ, તેનો હુન્નર શિખવાની વેલેનતાઈનમાં ઉલત.

**વેલેનતાઈનની** જન્મ ભુમીમાં એક વેળા શેહેરે **નેપલ્સના** રાજાના પ્રખ્યાત જાદુગર તથા **ચીન અને મ-**

હુચીનના શેહનશાહને જાદુઈ હુન્નર દેખાડનાર ઉસ્તાદનું આવવું થયું. તેણે ત્યાં આવતાંજ આખાં શેહેરમાં એવું આશકારા કર્યું કે તે શેહેરની જાણીતી બુલ નામની ધર્મશાળામાં પોતાના જાદુઈ ખેલો કરનાર છે.

"હુવે બુલ" એક એવું મઠક હતું કે જ્યાં શેહેરનાં બડેખાં લોકો રાત દીન આવજા કરતા હતા. તે બડેખાંઓ મધે મી૦ આયરનસાઈદ નામનો એક શખસ તેમનો આગેવાન તથા તેઓ સાથ વગ ધરાવનાર પુરૂષ હતો. આયરનસાઈદ એક વર્તમાન પત્રનો ઉપઅધિપતી તથા રીપોર્તર હતો. તેનું મન પેલા જાદુગરે પોતાના હાથચાલાકીના ખેલનાં દર્શનથી હરી લીધું હતું. તે અધિપતી જાદુગર ઉપર એટલો પર્સંન તથા મેહેરબાન થઈ ગયો કે તેણે બીજી મદદ સાથ પોતાની ગાડી તે જાદુગરને વાપરવા આપી. એ રવેશાની પોતા ઉપર વરસાવેલી મેહેરબાનીના અવેજમાં પેલા જાદુગરે પોતાનો ખેલ જોવા મરજી પડે એટલી વખત તથા ચાહે એટલા ગ્રહસ્થો સાથ જવાની તેને એક તિકેત મોકળાવી હતી.

એમ કરતાં ખેલને માટે નેમેલો દિવસ આવી પહોંચ્યો. ખેલ શિરૂ થયો પણ જાદુગરના ગભરાતનો કાંઈ સુમાર નહિ રહયો. તે "આદીઅન્સ" તરફ પોતાની અચરત ભરેલી નજર ફેંકવા લાગ્યો. બેઠકો તમામ ખાલી. ગણે ગણે ને વિચાર કરે. આખાં "આદીઅન્સમાં" ૩૨) જન, વળી તે નાની સંખ્યામાં ૨૫) જન ખોદાબક્ષ. નાટક તમામ થવા પછી જાદુગરે પોતાના ખેલ એ બડેખાં લોકોના આવજાવવાલી જગા ઉપર ફરીથી કરવાના વિચારને સદન્તર પોતાનાં મનમાંથી હાંકી કાઢયો.

આ તેનો ઠરાવ જ્યારે આયરનસાઈદને તેણે કહી જણાવ્યો ત્યારે તે ગ્રહસ્થે તેને તે ઠરાવથી હાથ ઉઠાવ-

યાને ધીરજ આપી સમજાવ્યો, અને જણાવ્યું કે આવતો બુધવાર ગામમાં રાખેતાની મોટી બજાર ભરવાનો દિવસ છે, અને તેટલા માટે આસપાસના ગરગામડેના નાના મોટા તમામ ખેડુતો તે દહાડે ગામમાં ભેગા થશે, અને વળી હું એક દિવસ આગમચથી યાને મંગળવારને દહાડેના મારાં વર્તમાન પત્રમાં તમારા ખેલ વિશે લંબાનથી સરાબત કરી ટીકા કરશ કે જેથી કરીને "આદીઅન્સ" એટલું ભરાશે કે કોઈને ઉભું રહેવાની પણ જગા મળશે નહિ. મારકેત હીલ ઉપરનું 'કોનસર્ત હાઉસ' હું ભાડે લેવાની ગોઠવણ કરીશ, અને એમ કરશું તો જરૂર કરીને આપણને નફો થયા વગર રહેશે નહિ.

"અને જે નફો થશે તે આપણે બંધે સરખે ભાગે વેંહેંચી લઇશું." સીનીઓર જાદુગર બોલ્યો.

સીનીઓરના આ ભરૂસા ભરેલા બોલ ઉપરથી મી૦ આયરનસાઈદે સર્વ જરૂરીઆત જોગ ખર્ચ કીધો. તેણે નાટકના ઘરનું ભાડું પોતે આપ્યું. ગાંઠના ખર્ચે હેંદબીલ છપાવ્યાં તેમજ રસતે રસતે તથા ગલી ગુચીએ મોટા "પ્લેકારદ" ચોંતાડયા; અને મીનબતી તથા તેલની બતી વગેરે તમામ ખર્ચ અતિશય કરી મુકયો.

એમ કરતાં તેણે સર્વ રવેશાની તૈયારી અગમચથી કરી મુકી. ગામની જાહેર બજાર મળવાનો દિવસ આવી પહોંચ્યો. સાંજના કલાક ૭ નો અમલ પણ થયો. લોકોનો સારો મેલવડો નાટકના ઘર આગળ જમાવ થયો. સીનીઓર સાહેબની ખુશીનો કાંઈ અંત ન રહયો. ગરદી તો જોઈજ લેવી. ગણત્રીનો કાંઈ સુમાર નહિ. આઠનો ટકોડો વાગ્યો. પરદો ઉંધાડયો. ખેલ શિરૂ થયો. તે કલાક ત્રણ સુધી ચાલ્યો. આખા ખેલમાં એક ભાગથી લોકો ઘણાંજ હેરત પાંમ્યાં; સીનીઓરની પેટમાંથી સાદ કાઢવાની

કળાએ લોકોને હેબતાવી મુકયાં. તેઓ તેનામાં કાંઈક દૈવીક શકિત છે એવું સમજ્યાં.

આ ખેલ પુરો થવા પછી **સીનીઓર** સર્વ આવક લઈ પોતાના મુકામ ઉપર ગયો. ત્યાં તેને તરત **આયરનસાઈદ** જઈ મળ્યો. "ઓ મેહેરબાન સાહેબ," **સીનીઓર** તેને જોઈ બોલ્યો, "હું તમારો સદાનો ઉપકારી થયો છું." "એમ ના બોલો, **સીનીઓર.**" **આયરનસાઈદ** બોલ્યો "કેમ તમારી ખાતરી થઈ કે મેં તમને બરાબર કહ્યું હતું." **સીનીઓરે** જવાબ દીધો, "પેલી તમારી જાહેર ખબર અને ટીકાથી આપણું કામ થઈ ગયું; અને તે માટે તમારી સ્તુતી કરવાને મારી પાસ પુરતા બોલો પણ નથી. કેમ મેહેરબાન કાંઈ લેશો ? આજ રાત્રે આપણે સાથે જમશું." જમન પીરીશાયું. શરાબનાં ગ્લાસ પેદર–પે ઉંચકાવા લાગ્યાં. **આયરનસાઈદ** ગતર દોસ્ત જેવા બની ગયા. તે જોઈ **સીનીઓર** બોલ્યો "કેમ ભાઈ, આજની આપણી માહાભારત ફતેહની આવક આપણે હમણાં વેંહેંચી લઈએ કે સહવારમાં ?" "જેમ તારી મરજી બચ્ચા," અધીપતી સાહેબ દારૂની લેહેરમા બોલ્યા.

"મારે તો કોઈબી રીતે ભાર ઓછો કરવો જોઈએ," **સીનીઓર** બોલ્યો; "પણ હું ધારૂંચ કે સવારમાંજ આપણે તેમ કરશું."

"તે–પ–ણ–ઠી-ક–છે," **આયરનસાઈદ** તાણી તોડીને બોલ્યો.

"સહવારમાં કેટલા વાગે આવી શકશો?"

"તારી મરજી પડે તે વખતે."

"કાલે બપોરમાં કલાક ૧૨ ને અમલે તમારાથી આવવાનું બનશે હું ધારૂંચ; વાસ્તે એટલા વખતમાં તમોએ જે કાંઇ ખરચ્યું હોય તેની તથા જે કાંઇ બીલ

હજુર ચુકવવાનાં હોય તેની એક નોંધ તમો સાથે લેઇ આવવાની તસદી લેજો. હું સર્વ ચુકવી આપશ ; એટલુંજ નહિ પણ તમોએ વર્તમાન પત્રમાં જે સહુરે અથવા ટીકા કર્યા છે તેના હક્ક તરીકે રૂ ૨૫) તમને વધારે બોહુસ કરીને આપીશ."

"એક ફુતી બદામ પણ નહિ લેવાનો," **આયરનસાઇદ** બોલ્યો. "તમે ગમે તે કરોની પણ સેવક તો એક કોડી, એક ફુટી કો—કો—ઓ—ડી પણ નહિ લેવાનો."

"વારૂં હશે હું તમને અપમાન કરવા નથી માંગતો. નહિ લેશો તો બીજી રીત ઘણી છે. પણ ચાલો હવે જરા બીજો લેવો," **સીનીઓરે** કહ્યું.

પણ **આયરનસાઇદ** પીએ તે શું. પેટમાં એક ટીપાંની પણ જગા બાકાત હતે તો બીજાં બે ટીપાં પીતે પણ તે તો લોટપોટ બની ગાડીમાં ઘર ગયો.

બીજે દહાડે **આયરનસાઇદ** ઘેરાયલો ઉઠયો. કલાક ૧૨) નો સુમાર થયો. **સીનીઓરને** મળવા ગયો. પણ તેનું મુકામ ખાલી જણાયું. **સીનીઓર-આનતોનીઓ-હેર-પેરીઓ—દેબેલામોનીઆક** કેઠે ગેપ થઇ ગયો. ગામ માંહેલું કોઇ પણ તેનો પટો આપી શકયું નહિ. તેવણ તો પોતાના જાદુઇ ઓજાર તથા પૈસા વગેરે ઉઠાવી ચાલતી પકડી ગયા. નામનો કાર્દ પણ મુકી ગયા નહિ. નાટકનું ભાડું બતી વગેરેના તમામ ખર્ચ આપણે આગળ વાંચ્યું તેમ એકલા **આયરનસાઇદને** માથે આવી પડયા. તે સર્વ ખર્ચ સાથ છેલ્લી રાતનાં જમણ દારૂ વગેરે ખાધાપીધાનો ખર્ચબી તેનેજ સર ચોંટયો. તે તમામ તેણે વગર બોલવે આપ્યો કારણ તે બિહીધો કે રખેને નાટકની બાબદનો પોતાનો સંબંધ લોકોમાં આશકારા પામે ; અને લોકો તેનીગમ આંગલી દેખાડે.

---

# પ્રકરણ ૩ જું.

વેલેનતાઈનની હુનર શિખવામાં ચપળતા; તેનો પેહેલો જાહેર દેખાવ; રાજદ્વારી ગેરઈનસાફનું અજાયબ જેવું ઉઘાડું પડવું; ખુનામરકી ને હુલડનું નરમ પડવું.

જાદુગર સીનીઓરનો ખેલ જોવાને જે તમારાગીરો એકઠા થયા હતા તેઓમાં આપણો વેલેનતાઈન પણ હતો. તેણે તમામ ખેલ અતિશય ધ્યાનથી જોયો હતો. તે પેલા સીનીઓરની પેટમાંથી બોલવાની શકિતથી વિસ્મય પાંમ્યો હતો. અલબતાં, એથી તેનાં મન ઉપરતો એટલી અસર થઈ હતી કે "વેનત્રીલોકવીસ્ત" (પેટમાંથી બોલનાર) બનવાની તેની ખાહેસ્ત થઈ; અને તે તેનાથી બની શકે એવું છે કે નહિ તે જાણવાને તે જાદુગરને બારવણે અરજ કરવાનો ઠરાવ કીધો; પણ જ્યારે તેણે તે સીનીઓર સાહેબની ગામમાંથી ગેબ થઈ જવાની ખબર મળી ત્યારે તે વિચારમાં પડયો. પણ નિરાશ ન બનતાં તે હુન્નર મેળવવાને તેણે પોતે કોશીસ કીધી; અને સારાં ભાયગે તે કોશીસ કરતાં તેને એવો સાર જણાયો કે પેટમાંથી બોલવાની શકિત તેનામાં જણાતી હતી, અને કે તે શકિતને વધારે ખિલવ્યાથી ફાયદો થશે. તે દર રોજ બામદાદમાં ઉઠતો, ખેતરમાં જતો, અને મોહોડું હિલવ્યા વગર પેટમાંથીજ સાદ કાઢવાનો માહવરો પાડવાની કોશીસ કરતો; અને આકેબત તેમાં તે તદન ફતેહ પાંમ્યો.

એ રીતે તજવીજ કરતાં તે વારંવાર અજબ થતો; કારણ કે તેનામાં જે શકિત હતી સે તેનાં હાથમાં રહે એવી ન હતી અને તેથી જે બાજુએ તે સાદ મોકળવા

માંગતો હતો તેના કરતાં કોઇ બીજીજ બાજુએ તે જતો. પોતે આવી શકિત ધરાવતો હતો એ વિશેની ખાતરી થવાથી તે કામ પછવાડે લાગવાને તે ખંતી થયો અને છ મહીનાની અંદર તે શકિતની લગામ તદન તેના હાથમાં આવી.

હવે જે કોઇ તેને કેડે મળતા તેઓને તે ચોંકાવી અચરતીમાં નાખતો. તે કોઇ શખસને તેનાં નામથી હાક મારતો અને તે સાદ જાણે મોહોલ્લાની સાંમેની બાજુથી આવતો હોય એવું કરતો હતો. જો રસ્તામાં તેની આગળ કોઇ સ્ત્રીઓ ચાલતી હોય તો પછવાડેથી "હરખો કુતરો" કરી બુમ પાડતો, તથા તેવા કુતરા જેવો આવાજ કાંઢતો અને તેનીજ માફક હુબેહુબ રડતો હતો. જો કોઇ ખાલી ઘર આગળથી રાહદારીઓ પસાર થતા તો ખુન, ખુન, ચોર, ચોર, કરી તે મોઢેથી પોકાર કરતો; અને એવામાં જો લોકોની પાસે ઘરના દરવાજા ભંગાવવામાં ફતેહ પામતો તો અંદર જવા પછી ઓરડે-ઓરડે સાદ નાખી તેમને હંફાવતો અને એ કામ તે એવી રીતે કરતો કે લોકો તે ઘરને "ચંડાળ ઘર" કહેતા અને તેને ભુત ડાકણનું મઠક સમજતા.

એક વખત **ગીલ્દહાલ** મધે ત્યાંના કમીશનરના મરણ બાદ તેની જગાપર કોઇ બીજો ચુંટી કાઢવાને મોટી મીતીન્ગ થઇ કે જયાં હજારો લોકો મત આપવાને વાસ્તે આવ્યાં હતાં. ત્યાં લોકોની લાગણી અતિશય ઉશકેરાયલી હતી અને થોડા વખતમાં ઉમેદવારોના મિત્રોથી "હૉલ" ખીચોખીચ ભરાઇ ગયો હતો. જેવો "મેયર" ભેગા થયલાઓની નજદીક તે દિવસનાં કામકાજ વિશે બોલવાને શિરૂ કરતો હતો એટલામાં **વેલેનતાઇન** ત્યાં દાખલ થયો; અને "મેયર" ના માચરાની નજદીક જઇ ઉભો અને ત્યાં એકદમ પોતાનું કામ ચલાવવાને તેણે શિરૂ કીધું.

પેહેલો બોલનાર **મી૦ ફ્રીદેલ** હતો. તે એક ઘણોજ માટલો અને મંડાયલાં નાકવાલો ગ્રહસ્થ હતો. અને કોઇ **મી૦ જોબ સ્તોન** નામના શખસનું નામ આપવા આવ્યો હતો. તે બોલ્યો. "ગ્રહસ્થો"–

"છટ, છટ," **વેલેનતાઇન** "હૉલની" સાંમેની બાજુએથી કોઇ બોલતું હોય તેમ અવાજ ફેંકી બોલ્યો.

"ગ્રહસ્થો," **મી૦ ફ્રીદેલ** ભાર મુકી બોલ્યો.

"તોબાહ, તોબાહ" **વેલેનતાઇન** સાદ બદલી બોલ્યો.

"છટ, છટ," કહો કે "તોબાહ તોબાહ' પણ ગ્રહસ્થ તરીકે કહું છું અને માંગી લઉંછું કે મને બોલવામાં હરકત કરવી નહિ.

"**મી૦ તીબ્સની** દરકાર ના કરો, ચાલવાદો તમારૂં બોલવું." **વેલેનતાઇન** બોલ્યો.

"હું તીબ્સ છે! વાહુવા;" **મી૦ ફ્રીદેલ** ધિક્કારથી બોલ્યો. "એ **મી૦ તીબ્સ** છે, નહિ વારૂં."

"ના હું નહિ," **મી૦ તીબ્સ** કે જે ઘણો આબરૂવાલો ગ્રહસ્થ હતો, અને પોતાની એકમારગુ અને સાદી રીતભાત માટે પ્રખ્યાત હતો તે બોલ્યો.

"મને **મી૦ તીબ્સ** વિશે ઘણી અજાયબી લાગેછે, **મી૦ ફ્રીદેલ** બોલ્યો, "અત્યાર સુધી હું **મી૦ તીબ્સને** એક એવો પુરૂપ સમજતો હતો કે—"

"નહિ; નહિ," **મી૦ તીબ્સે** જવાબ દીધો, "હું કાંઇ બોલ્યો નથી."

"જો **મી૦ તીબ્સ**" **મેયર** બોલ્યો, "યા કોઇ બીજો ગ્રહસ્થ આ મંડળીમાં કાંઇ બોલવાની ખાહેસ્ત કરતો હોય તો તેને તેમ કરવાની જલદીથી તક મલશે."

"હું સોગંદ લઇ કહું છુ કે હું કાંઇ બોલ્યો નથી," **તીબ્સ** બોલ્યો.

આ વખતે "ચુપ, ચુપ," ના પોકાર ઉઠયા; અને મી૦ ફ્રીદિલે પાછું બોલવા માંડયું;—"ગ્રહસ્થો, બહારની કાંઇ પણ બાબદ ધ્યાન ઉપર લીધા વગર મને મી૦ જોબસ્તોનનું નામ આપવાને મોટી ખુશી ઉપજે છે કે તે એક—"

"રાજ દુખાડનાર પુરૂષછે," વેલેનતાઇન ગુચવાયલા અવાજે બોલ્યો.

"કેમ હવેબી હુંજકે," મી૦ તીબ્સ ડોકું ધુણાવતો અને ખુશીથી મળકાતો બોલ્યો.

"હું જાણું છું એ અવાજ કોણનો છે તે" મી૦ ફ્રીદલ બોલ્યો. "એ સાદ પેલા "કનઝરવેતીવ" પક્ષવાલા મી૦ બ્રાઉનરીગનો છે, હા, એ તેનોજ સાદ છે."

"શું ?" મી૦ બ્રાઉનરીગ ઘણોજ તપી જઇ બોલ્યો.

"શું !" મી૦ ફ્રીદલ અણકરાથી બોલ્યો.

"એટલુંજ બોલ, બસ એટલુંજ બોલ કે એ હું છું," મી૦ બ્રાઉનરીગ બોલ્યો.

મેયર—મી૦ બ્રાઉનરીગ, આશા છે કે આ ઠેકાણે સારી સલુકાઇથી ચાલશો.

મી૦ બ્રાઉનરીગ—એ શું બોલોચ ? મારૂંજ નામ શા ઉપરથી લેવો છો.

મી૦ ફ્રીદલ—એ કાંઇ પેહેલીજ વખત એમ નથી બન્યું કે "કનઝરવેતીવ" પક્ષવાલાઓના બાંકાં ફુંકવાની મતલબથી મી૦ બ્રાઉનરીગ આવી મંડળીમાં આવ્યો છે; પણ એ હવે વધારે—

મી૦ બ્રાઉનરીગ—જીવની માફક સાચું કહુંછું કે મેં કદી પણ મારા હોઠ ઉઘાડયા નથી. જોમેં ઉઘાડયા હોય.-

"બસ બસ, ઑરદર, ઑરદર, પ્રમુખ, પ્રમુખ" ના બાપોકાર અવાજ ઉઠયા, જેથી બ્રાઉનરીગનું બોલવું કાંઇ સંભળાયું નહિ."

**મી૦ ફ્રીદેલ**—ગ્રહસ્થો જોકે ઘણીજ શરમ ભરેલી રીતે મને હરકત થાય છે તોપણ જેમ હું કહેવા જતો હતો તેમ **મી૦ સ્તોનનું** નામ તમો આગળ કહેવાને હું ઘણોજ ખુશી છું. **મી૦ સ્તોન** જેવો એક—"

**વેલેનતાઇન** એક સ્ત્રીનો અવાજ કાઢી વચમાં બોલી ઉઠયો, "એક ગદધો !—ના, ના, એ નહિ જોઇએ એતો એક ખચ્ચર છે."

આ વખતે આખી મંડળી કચવાઇને બોલી "શરમ છે શરમ." પેલો ઉમેદવાર **મી૦ સ્તોન** કાંઇ જવાબ આપવા ઉઠયો. **મેયર** સાહેબે પુલીસને બોલાવી. તે બોલ્યો, "અમલદારો ! પેલી બેશરમ બુઢીયાને જલદીથી બહાર કાઢો !" એ હુકમ સાંભળી કેટલાક સિપાઇઓ જે બાજુએથી અવાજ આવ્યો હતો તે તરફ ગયા પણ ત્યાં જોયશું કે કોઇ પણ બુઢી કે જુવાંન ઓરત હતી નહિ.

**વેલેનતાઇન** ઓરડાના એક બીજા ભાગ તરફ પોતાનો અવાજ નાખી અને "હુસ" કરી બોલ્યો, એટલે પેલા અમલદારો દોડતા તે તરફ ગયા, અને રસ્તામાં જે કોઇ "*ઇલેકતર" ઉભેલા હતા તેમને આચકા પડયા; પણ તેઓ તે બાજુએ ગયા એટલે વળી કોઇ બુઢીઆ લોકોની ભીડની અંદર મોટે મોટે મશ્કેરી કરતી સંભળાઇ. તેણીના સાદ ઉપર વળી સિપાઇઓ દોડયા અને કોઇબી સ્ત્રી પકડાઇ નહિ તેથી ઘણાજ ચિરડાઇ ગયા. વળી "ઉસ" કરીને કોઇનો સાદ તેઓને બીજા ભાગ ઉપર સંભળાયો. દોડતાકે સઘળા સિપાઇઓ તે તરફ ગયા. વળી તેઓના આચકાથી કેટલાક લોક તુટી પડયા અને અતિશય ગડબડ થઇ રહી.

---

* ચુંટણી કરનારા.

"બહાર કાઢો એ બુઢી ડાકણને" **મેયર** ગુસ્સામાં આવી બોલ્યો.

"કોણને કાઢીએ, કોઈ કમબખ્ત હાથમાં નહિ આવતું ની!" એક બંધો જબરો સિપાઇ બોલ્યો. વળી કોઈ ખરખર હસ્યું; અને આ વખતનાં હસવામાં તો આખી મંડળીએ ભાગ લીધો. પેલા સિપાઈઓનાં ફોકટન, દોડ ધામ અને પછાડાથી લોકોમાં હસાહસ ચાલી રહી. "રે નીચ જીવડા," **મેયર** બોલ્યો, "આ ઓરડામાંથી તારૂં કાળું કાં નહિ કરતો."

"મને કોઈ છેડો ના!" **વેલેનતાઇન** બોલ્યો, "મને કોઈ છેડો ના, એટલે હું દપત પડીશ." એ બોલતાંજ જાણે કોઈ બેશુદ્ધ થઈ પડતું હોય તેની કીકીઆરી સંભળાઇ. હવે તો સિપાઈઓની ખાતરી થઈ કે બસ તે બુઢીઆ બેશુદ્ધ થઈ એટલે તે જરૂર પકડાવાની, એ રીતે મુસ્તાક થઇ તે તરફ ધસ્યા, પણ વળી ચાત બન્યા. આખરે **મેયર** બોલ્યો, "મરવા દેવો રાંડને; મરવા દેવો," ત્યારે સિપાઈઓ નાખુશ દિલે જતા રહયા અને પાછું શાંત થઇ ગયું.

**મી૦ ક્રિદેલ**—દુશમનની નીચ યુક્તિ—(નહિ નહિ! અને મોટે હસાહસ)—હું પાછું કહુંછું ગ્રહસ્થો કે—

"તમે કોઈ મુર્ખા છો" **વેલેનતાઇન**, કાંઇ ઓર તરેહનો સાદ કાઢી બોલ્યો. આ સાંભળી વળી "હુએફ હુએફ, ખાંમોશ, ખાંમોશ"ના લોકોએ પોકાર કીધા.

**મેયર**—હવે જે કોઈ હરકત કરશે તેને હું જરૂર પરહેજ કરીશ.

**વેલેનતાઇન**—તારી તાકાત નહિ, બુઢા.

**મેયર**—એ કોણ, એ કોણ બોલ્યું. હું તરત જાણવા માંગુછું કે તે એવો કોણ છે કે જે આ રવેશે કરવાની—"

**વેલેનતાઈન**—હિમ્મત કરેછે.

**મેયર**—હિમ્મત કરેછે, હા હિમ્મત કરે છે. કોઈ શખ્સ એ ચંડાળને દેખાડી આપશે તેને હું રૂ ૫૦) આપીશ. આ પલે "ઈલિકટરોએ" એકમેક તરફ તગોતગ જોયું અને સઘળા અજાયબીમાં ગીરફતાર થયા. **મેયર** વળી ઉભો થયો, અને હવે આસ્તે સાદે બોલ્યો. "ગ્રહસ્થો, ખચીત આ તદન શરમ ભરેલું છે. મારા આટલા અનુભવમાં આજના બનાવ સાથ જરાબી સરખાવા જેવું કોઈ કાળે કાંઈ બન્યું નથી. એ કોણ હશે!"

**વેલેનતાઈન—જોનાધન સ્પ્રાલ** તેવણ પોતે છે.

**મેયર**—અગરજો, તે-પણ નહિ, નહિ, મારી ખાતરી છે, **મી૦ સ્પ્રાલ**—.

**મી૦ જોનાધન**—હું ખાતરીથી કહું છું કે મેં કાંઈબી હરકત કીધી નથી. હું સોગંદ લઈ કહુંછું કે જે કોઈ મારૂં નામ દેછે તે પોતે કોઈ જબરો ગીબતખોર છે. તે કાંઈ ગ્રહસ્થ જણાતો નથી; અને હું એ તેના મોહોંપર કહુંછું.

**મેયર**—અલબતાં મારી ખાતરી છે કે એ કામ તમારૂં નથી. પણ હવે આશા છે કે તમે લોકો આપણું કામ ચાલવા દેશો.

**મી૦ ફીદેલ** જે હજુર ખુરસી ઉપરજ હતો તે પાછો બોલવા ઉઠયો.

**મી૦ ફીદેલ**—આ તકે કોઈનું દિલ દુખાય એવું હું બોલવા માંગતો નથી; પણ આટલું તો બોલવા દેશો કે કોઈ શખ્સની વર્તણુકથી મને ઘણી હેરત ઉપજે છે.

"**મી૦ મેક્ષવેલ**," **વેલેનતાઈન** આ વખતે બરાબર **મી૦ ફીદેલના** જેવો સાદ કાઢી બોલ્યો.

"શું મારૂં નામ?" એક ઠીંગણો શખ્સ બોલ્યો. "હું મારો બચાવ કરવાને તમો લોકો પાસેથી માગી

લઉંછું. મી૦ ફીદેલ મારૂં નામ ભુલથી જણાવેછે. (સાબાસ) હું તેને તેનું બોલવું પાછું ખેંચવા કહુંછું. (સાબાસ મેક્ષવેલ!) જે કાંઇ મારે કહેવું છે તે એજ કે હું—'

"તું એક ગધેડો છે, બેસીજા મુંગોમુંગો," મેક્ષવેલની બરાબર પછવાડે અવાજ નાખી વેલેનતાઇન બોલ્યો.

આ ઉપરથી મેક્ષવેલ અતિશય ઉશ્કેરાઇ ગયો. તે ફફરતો ચટકતો પોતાની પછવાડે ઉભેલા એક શખસ તરફ ધસ્યો. તેની ઉપર તે ખરેજ શક લઇ ગયો. તે તેને ઓળખતો હતો. તેનું નામ એબ્રાહમ બુલ કરી હતું. તેણે તેને ગરચીમાંથી પકડયો. પાસે ઉભેલા લોકોએ ખુલ્લે ખુલ્લું જાહેર કીધું કે મી૦ બુલ તદન બેગુનાહ હતો, પણ તેણે તેમનું માન્યું નહિ. અંતે સિપાઇઓ તેને ઉંચકીને બહાર મોહલ્લામાં મુકી આવ્યા.

હવે મેયર સમજયો કે આથી કરીને લોકો ઉપર સારી અસર થશે. તે બોલ્યો કે આવા ફેજથી કોઇબી શખસ ફરીથી હરકત કરવાની હિમ્મત કરશે નહિ. તેણે મી૦ ફીદેલને આગળ બોલવાને હાથવડે ઇશારત કીધી, એટલે તે ગ્રહસ્થ ફરીથી બોલવાને વાસ્તે ઉભો થયો. તે બોલ્યો, "ગ્રહસ્થો, નામ જાણી ન શકાય એવા કોઇ શખસની—"

"બ્લેરની!" વેલેનતાઇન બોલ્યો.

"ચુપ"? મેયરે ચીરડાઇને એટલા જોરથી પગ અફાળયો કે આખો માંચરો ધ્રુજી નીકળયો.

મી૦ ફીદેલ—ઇન્ગ્લાન્દની નજર, નહિ એટલુંજ નહિ પણ આખાં યુરોપની નજર—"

વેલેનતાઇન—એશિઆ, આફ્રિકા, અમેરિકાની નજર–

**મી૦ ફ્રીદેલ**—તમો ઉપર છે; અને હું કહેવાને શક્તિવાન છું કે કાંઈબી વધારે—

"રકાસ—જેવું," **વેલેનતાંઈન** એક પ્લમર જે નજદીકમાં ઉભેલો હતો તેનો સાદ કાઢી બોલ્યો.

**મેયર**—તોબાહ ખોદા! આ કેવો હીનપસ્તી ભરેલો દેખાવ આપણામાં બનતો જોઈએ છીએ. હું પુછું છું કે કોઈ મને મલતા થશો? ("અલબત, અલબત"ના મોટા પોકાર.) ત્યારે હું તેમને મોટેથી, હિમ્મતથી, ભાર મુકીને, અને વળી જેટલી મારામાં ચાળાકી છે તે સઘળી ચાળાકીથી માંગી લઉં છું કે તેમ કરો. ("અમે કરશું, અમે કરશું!" "તોરી પક્ષવાલાઓને ધુળમાં રગડો.")

એ રવેશે આટલા સુધી કામ ચાલવા પછી **મેયર** સાહેબે **મી૦ ફ્રીદેલને** જણાવ્યું કે જો આવોજ મામલો ચાલુ રહેશે તો કામ હવે અટકવાની ફરજ પડશે; અને **મી૦ ફ્રીદેલને** તેનું બોલવું વાજબી જણાયાથી લોકોના ભારે ગોધાટની વચ્ચે પોતાના ભાષાનનું સેવટ નીચલા શબ્દોમાં આણ્યું—"ગ્રહસ્થો, મારૂં બોલેલું સાંભળવાને ઇચ્છતા નથી તો હું ટુકમાં મારા મીત્ર **મી૦ સ્તોનનું** નામ તમો નજદીક મુકવાને માંગી લઉં છું. એક કમીશનર તરીકે **મી૦ સ્તોનની** ખરોખરીઓ મળવો મુશકેલ છે."

એ સખુનો નિકળતાંવાર "* લીબરલ" ટોળીવાલાઓએ પોતાની ખુશાલી જણાવી; અને તેમની વિરૂધની "* તોરી" પક્ષવાળાઓએ "હીસ હીસ" કરી મુકયું.

ત્યાર પછી **મી૦ મેક આયરલીન્ગ** કોઈ **મી૦ સ્લેબનું** નામ આપવા ઉઠયો. **મી૦ સ્લેબ** "તોરી" પક્ષવાલો હતો; પણ **આયરલીન્ગ** જેવો **સ્લેબ** વિશે કાંઈ બોલવા જતો હતો તેવોજ **વેલેનતાઈન** બોલ્યો

* ઈંગરેજી પારલામેંટ (રાજ્ય સભા) ના બે તર્ફ માહેલું એક છે.

"હવે ચાલો આપણે એનો બદલો મેળવ્યે, હવે આપણે શેનો લેવો જાઈએ."

"ગ્રહસ્થો." મી૦ મેક આયરલીન્ગ બોલ્યો.

"જો તમો ખરા ઈનસાન હોવોતો હવેથી કોઈબી ચકડોળ 'લીબરલ' ને બોલવા દેવોના !" **વેલેનતાઈન** બોલ્યો ; એટલું સાંભળતાંજ "લીબરલ" ટોળીવાલાઓએ **મી૦ આયરલીન્ગ** ઉપર પોતાનો ઉભરો ઉતાર્યો, કારણ કે તેઓ એવું સમજતા હતા કે તે મીતિન્ગમાં જે તોફાન મચ્યું હતું તે સઘળું "તોરી" વાળાઓએ કર્યું હતું.

"ગ્રહસ્થો—ગ્રહસ્થો—ગ્રહસ્થો !" **મેયર** અચકી અચકી બોલ્યો, "હું તમને તાકીદ કરૂંછું કે મારૂં સાંભળો. હું તમને બજીજ થઇ કહુંછું કે હવે ચુપ રહો. (ઑરદર, ઑરદર ! પ્રમુખ, પ્રમુખ !) ખોદા ખાતર દુન્યામાં એવું આશકારા થવા ના દો કે આ જેવાં સુધરેલાં વિદ્યા તેમજ કળા કૌશલવાલાં શેહેરમાંહેલાં લોકો ઝનુની, બુબખ, મુર્ખ, અને ઘેલાં છે. (સાબાશીના પોકાર.) શું હું કાંઈજ બીસાદમાં ગણાતો નથી કે? ("સાંભળો ભાઈઓ સાંભળો." ના પોકાર.) જો આ મીતિન્ગમાં જે હું પેહેલી ખુરશી ઉપર બેહોછું તેના દરજાનો મોભો કોઈબી રવેશે જાલવવાનો ઈરાદો મેં કીધો ન હોત તો આજ પલે એ મંડળી હું બરખાસ્ત કરત. અગર હું હમણાં બરખાસ્ત કરૂં તો કોઈ પણ એવું ગુમાન લઈ જયા વગર રહે નહિ કે **મેયર** લુચ્ચાઓના ફેસાદથી બિહીને ચોંકયો યા ગભરાયો છે. ઈનસાફ, ફકત ઈનસાફની નોક ખાતર જો આપણે આગળ કામ ચલાવવા માંગીએ તો તેમાં હવેથી હરકટ થવી જોઈએ નહિ.

**મેયરના** આ સુભાષિત બોલવાથી લોકોમાં તહરાસ બેઠો અને આખી મીતિન્ગમાં ચુપકીદી પંથરાઈ. મી૦

**મેક આયરલીન્ગ** પાછો ઉઠયો, અને બોલ્યો "હું આશા રાખુછું કે મારી વર્તણુક સર્વેને પસંદ પડે એવી છે."

"માત્ર "તોરી" પક્ષ વાળાઓનેજ તે પસંદ છે!" **વેલેનતાઈન** બોલ્યો.

"અરે ખોદા!" **મેયર** હાથમાં હાથ ભેરવી ધાંટો ટાંણી બોલ્યો—"હવે હું ખચીત કહુંછું કે જે કોઈ એક શબ્દ પણ વચમાં બોલશે તેને પુલીસના હાથમાં આપીશ."

**વેલેનતાઈન** આ વખત આએ ઓરડે "હૅં! હૅં! હૅં! જવાદે" ના પોકાર નાખ્યા. તે સાંભળિ **મેયર** સાહેબના દિલમાં જાણે વિજલીનો આચકો આવ્યો હોય તેમ તે ચોંકીને બોલ્યો "એમજ છેની, લેવો ત્યારે અમલદારો તમે તમારી ફરજ બજાવો."

ફોકટમાં સીપાઈઓ ઓરડાની વચોવચમાં બદમાશોને પકડવાના હેતુથી આવી ઉભા. હસવાના મોટા અવાજો તો નિકલ્યા કીધા; અને જ્યાં જ્યાં તેઓ જઈ ઉભા રહે ત્યાં ત્યાં તેમની પીઠ પછવાડેથી તે નિકળે. તેઓ બીચારા આણીગમથી પેલી ગમ દોડ ધામ કરતા કંટાળી ગયા. તેઓ એટલાતો થાકી ગયા કે તેઓનાં મોંહ ઉપરથી પરસેવાના રેલા ટપકતા હતા. તેઓ પગ અફાળતા, હાથ હાલવતા, મુક્કી ગુમાવતા, અને પોતાની પાસે ઉભેલાઓ તરફ ગુસ્સાની નજરથી જોતા હતા. થોડેક વારે પાછી હસાહસનો સોહોર ઉઠયો, અને **મેયર** સાહેબે તેમને ફરીથી તાકીદ કરી એટલે વળી બીચારા ધક્કા મુક્કી તથા હારમારમાં પડયા. આકેબત જીવપર આવી જઈને તેઓએ કોઈને પણ પકડી કાઢવાનો ખુલ્લો ડેડાવ કર્યો; અને કોઈ **મી૦ લીમ** નામનો એક આબરૂદાર પદરખાણાવાલો તેમના ગુસ્સાના સપાટામાં આવી ગયો. તે બીચારો સિ-

પાર્ટીઓ જે ઠાળા ધકેલામાં પડયા હતા, તેથી રમુજ મેળવતો અને હસતો માલમ પડયો હતો. **મી૦ લીમે** પોતાનું નિર્દોષપણું જણાવ્યું; પણ તે ફોકટ ! બસ તેઓએ તેને હસતાં પકડયો હતો; અને તેટલાજ મુદ્દા ઉપરથી તેઓએ તેને દરવાજાની બહાર ઘસડી લઈ જવાને તેની ઉપર જોર વાપડયું.

એ ચાપેચીમાં **મી૦ લીમનાં** કપડાંના ટુકડે ટુકડા થયા હતા. **લીમ** ઓરડા બહાર ખુશીથી જતે પણ "લીબરલ" ટોળીવાળાઓએ તેમ કરવા દીધું નહિ. તેઓ તેની મદદે દોડયા; અને આગમાં તેલ રેડવા **વેલેનતાઈને** એક અવાજે "લીબરલોને બહાર કાઢો" અને વળી બીજા સાદે "કનઝરવેતીવોને મારો લાત" કરી પોકાર મચાવ્યા; જેથી ત્યાં ફટોફટ મુક્કી તેમજ લાકડી વગેરેના સપાટા ઝપોઝપ ચાલવા લાગ્યા, અને થોડા વખતમાં ત્યાં એક મોટું રમખાન મચી રહયું. **મેયરતો** એક ઉંચી તેબલ ઉપર ચઢીને લોકોને વારવા લાગ્યા.

ગરીબ બીચારા **વેલેનતાઇનના** આવાજની હવે જરૂર રહી નહિ. તેની મદદ વગર 'ઈલેકટરો'એ ભારે સોહોર કરી મુકયો હતો. તે હવે એક ઉંચા માચરા ઉપર ચઢી ઉભો એટલા માટે કે લોકોની મારામારી તથા કચ-ડાકચડીમાંથી સહી સલામત રહે અને કે ત્યાંથી સઘળો દેખાવ પોતાના જોવામાં લાવી મનને રમુજ આપે. હવે પેહેલીજ વેળા તેને જણાયું કે લોકો ફક્ત રાજદ્વારી બાબદ ઉપર જુદી જુદી ટોળીમાં વેહેંચાઈ જઈ પોતાનું કામ તકરારની હદમાં રાખવાને બદલે હાથો હાથ ઝપાઝપી ઉપર આવી ગયા હતા. મુક્કીના જરબ કોઈ દુશમન ઉપર લગાવવાની મતલબથી ઉંચકાતા હતા એટલુંજ નહિ પણ પોતાના બચાવ ખાતર જયાં પડે ત્યાં અજમાવવામાં આ

વતા હતા. તેને ઘણી રમુજ મળે એવું એ જોયું કે એક જગા ઉપર કેટલાક દેફસીઓનો જમાવ થયો હતો. તેઓ બીચારા પોતાની મોટી દુમને લીધે એકેક સાથ જેમ બને તેમ સંકોચઈને ઉભા હતા. બીજી ગમ લોકો ખુનપર આવી લડતા હતા. કોઈના નાકનું ઠેકાણું નહિ, તો કોઈની આંખ, તો કોઈના દાંત ગેપ હતા. કોઈની દહાડીના વાળ એક ગમથી ઉખડી ગયલા તો કોઈનું મોંહ લોહીથી લાલ રંગેલું દેખાતું હતું. કોઈ ધુળમાં પડી પોતાનાં બચાવમાં જે કોઈ નજદીક આવતું તેને ઉંચા રાખેલા પગથી લાત લગાવતા હતા. કોઈ ખુનપર આવી સોહાર કરતા તો કોઈ રડા પીત અને દુઃખના પોકાર મારતા. જેઓથી ઉઠાઈ નહિ શકાતું હતું તેઓ ગંમડતા, લાત ફેંકતા, અને પડયા પડયા બરાડા મારતા હતા. કેટલાક લોકો જેઓ બહાર નિકળવાને શકિતવાન થયા હતા તેઓ લશકરી મઠક તરફ દોડી ગયા, અને સતાવાલાઓને ખબર આપી. ત્યાંથી તાબડતોબ ઘોડે સ્વારોની એક ટુકડી એક માજીસ્ત્રેત સાથ ઉપલી તોફાનવાલી જગા ઉપર આવી લાગી. હવે પેલાં હૉલનાં દરવાજા મજબુત બંધ હતા. માહેલા તોફાનીઆ-ઓ તેમજ બહારનાં લોકોને સુજ પડે નહિ કે તે કેમ ઉંઘાડવા. **મી૦ આલદરેદ** જે પેલા માજીસ્ત્રેતનું નામ હતું તેણે બાદશાહના નામમાં દરવાજા ભાંજવાને હુકમ આપ્યો. તેણે લશકરને અંદર દાખલ થવા કહ્યું; પણ **મી૦ કોપલેન્દ** જે પેલી ટુકડીનો વડો હતો તેને એક ઘરમાં લશકર લઈ જવાનું ઠીક લાગું નહિ તેથી તે પોતે પોતાની સાથ ત્રણ સિપાઈઓને લઈ અંદર ગયો. દરવાજા આગળ જે લોકો ઉભા હતા તે શિવાએ કોઈની નજર તેમની ઉપર પડી નહિ. તોફાનીઆઓની નજર પોતાના બચાવમાં પોતાના હરીફો ઉપર ચોકાસીથી રાખેલી હતી.

પેલા સરદારે રંણસીગડું ફુકવાને હુકમ કીધો કે જેના અવાજથી લોકો ઉપર જોઈતી અસર થઇ.

"છોડો તમારી બંદુક, છોડો સિપાઇઓ," આલદરેદ માજીસ્ત્રેત બોલ્યો.

પેલા બહાદુર અમલદારને હસવું આવ્યું અને તેના હાથ હેઠળના સિપાઈઓ પણ એકેક તરફ આંખના પલકારા મારી પેલા આકરા માજીસ્ત્રેતની હસી કરતા હતા.

"અરે બોદા," માજીસ્ત્રેત બોલ્યો, "કેમ સિપાઇઓ તમે શાથી બિહો છો ! બાદશાહનાં નામમાં હું તમને ફરીથી હુકમ કરૂં છું કે આ બલવાખોરોને ઠાર કરો ?"

કોપલેન્ડે પોતા ઉપર દરેકની નજર પડેલી જ્યારે જોઇ ત્યારે તેણે પોતાની ચકચકીત સમશીર ધમકી દેખાડવાને સારૂ હવામાં ફેરવી અને પછી દરવાજા તરફ તેની અણી કરી લોકોને બહાર નિકળવા ચેતાવ્યું ; જેથી લોકો સેતાબીથી તે જગા છોડી ગયા અને પાંચ મીનીટમાં ઓરડો તમામ ખાલી થઇ ગયો.

તમામ ફેસાદ ખલાસ થયા પછી એક લશકરી દરબાર ભરવામાં આવી કે જ્યાં પેલી લશકરી ટુકડીના જમાદાર કોપલેન્ડની તપાસ ચાલી. તેની સામે પેલા આકરા સ્વભાવના આલદરેદે વાંક સાબેત કરવાને કાંઇ કરવામાં બાકી રાખ્યું નહિ, પણ કોરટે તે જમાદારની તરફેનમાં એવો ચુકાદો કર્યો કે બલવાખોરો ઉપર વધારે ચાંપતા ઉપાય લેવાની કાંઇ ગરજ હતી નહિ. એ પછી દરબાર બરખાસ્ત થઇ.

કેવા વેલેનતાઇનના પ્રતાપ !

---

## પ્રકરણ ૪ થું.

**માવતરની કાલજી—ખુદા જોહોન કાકાનો ગભરાત એક કન્યાની દામાનને ડાગ.**

પેહેલે સપાટે લોકોમાં જાહેર દેખાવ કેવો અસરકારક અને ફતેહમંદ નિકળ્યો તે જાણી **વેલેનતાઇનને** અતિશય હરખ ઉપજીઓ. તે ઘર ગયો અને ત્યાં પેલા હૉલમાંહેલા સિપાઈઓની ધરપકડ તથા લોકોની દોડાદોડ તેમજ બુમના અવાજ કરવા લાગ્યો, **જેથી તેની** માવતર ચોંકી અને તેના દિલમાં દેવડાકણ આવેલાં છે એવું સમજી. તેણીની પોતાના પેદર આગળ ગઈ અને રડતી રડતી તેને જણાવ્યું કે **વેલેનતાઇને** જ્યાં છે ત્યાં ધતુરો ખાધો છે, **જોહોન** કાકાએ તેને થંડી પાડી **વેલેનતાઈનને** પોતાની નજદીક બોલાવ્યો, અને ધમકાવીને પુછ્યું કે આ સર્વ ફેસાદની મતલબ શી?

"કયો ફેસાદ, કાકાજી?" **વેલેનતાઈન** બોલ્યો.

"કયો ફેસાદ!" **જોહન** કાકા બોલ્યો, "કાં એ બધું; એ બધી તારી ચાલ! એજતો."

"કઈ ચાલ?" **વેલેનતાઈન** થંડે કલેજે બોલ્યો.

"કઈ ચાલ?" **જોહને** પુછ્યું, "કેમ શું કાંઈ દેવાનો થયો છે કે?"

"દેવાનો શાનો?" **વેલેનતાઈન** બોલ્યો.

"કોણ કહેછે કે હું દેવાનો છું. આપણે તો કાંઈ જાણતા નથી."

"તું તો કાંઈ જાણતો નથી?" **જોહન** બોલ્યો, "આ શું, તારી માવતર શું કહે છે. ઘરમાં સોહોર ને પોકાર શાનો કરી મુકે છે? ધ્યાન રાખજે ફરી એવું કરીને તેણીને દુઃખ લગાડશે તો "મેદ હાઉસમાં" નખા-

વીશ. કમબખ્તી આવીછે કે? તું આખો દહાડો ગઈ કાલે ક્યાં કહુરાયો હતો? શું કામમાં રોકાયો હતો?"

"હું તો મીતીન્ગમાં ગયો હતો."

"મીતીન્ગમાં? કાં, મીતીન્ગમાં શું કામ હતું?

"નહિ કાકાજી, એટલા ગુસ્સે ના થાવો. હું તમને સઘળું ખરેખરૂં કહી દઈશ."

"ગુસ્સો કરૂં! ગુસ્સો શાને માટે?" **જોહન** બોલ્યો, "કેહેનો, તું શું કહેવા માંગે છે."

આ તકે **વેલેનતાઈને** પોતાનો આગળા દિવસનો હેવાલ વિગતવાર તમામ કહી સંભળાવ્યો. જે સાંભળતી વખત **જોહન** કાકા કલેજું ધરીને હસતા હતા; અને જ્યારે ખમાતું ન હતું ત્યારે "બસબસ" કરી બોલતા હતા. પણ **વેલેનતાઈન** કાંઈ અચકાતો નહિ. હસતાં હસતાં જ્યારે **જોહન** કાકા ઘણાજ ઠાકી ગયા ત્યારે બોલતો બસકર? ઝબાનને ખામોશી આપ, નાનકરા લુચ્ચા! બસકર હવે. આ કેવું તેં લુચાઈનું કામ કીધું છે? શું તને એવું કામ કરતાં જરા આચકો નહિ લાગ્યો? જા નિકળ અહિંથી, અને ખબરદાર જો ફરીથી એમ કીધુંચ તો?

કાકાનો હુકમ સાંભળી **વેલેનતાઇન** ઓરડાની બહાર નિકળ્યો. નિકળ્યો ખરો પણ તે માત્ર બીચારી હાણાને રાંધણીમાં તોબા પડાવા. રાંધણીમાં તે પગ શું મુકે કે એક ચાર માસનાં નાનકરાં બાલકનો એક જુની પેટીમાંથી જાર્એજાર રડવાનો પોકાર નિકળવા માંડયો. બીચારી હાણા તો ડંગ થઈ જોયાજ કરે, અને **વેલેનતાઇન** તેણીને ઉલટો દંમ કરે એટલે તે બીચારી આકરી ગાભરી પેટી ખોલે; અંદર નહિ તો નીચે હશે; નહિ તો પેટી પછવાડે હશે; જોય જોય ને નિરાશા. એક ગમ જાય કે બીજી

ગમથી અવાજ નિકળે; તે જોઈ તે ગભરાઈ અને શંધ-ણીમાંથી બહાર નિકળી પડી; કારણ તે સમજી કે બખર-ચીખાનામાં કાંઈ ભુતનો ચારો છે.

નીચે એ રવેશે હાણાનો ગભરાત મચી રહયો હતો ત્યારે **વેલેનતાઇનની** મા તેણીના બાપ સાથ **વેલે-નતાઇનને** કેડે મોકલી દેવાને કાંઈ મનસુબો ચલાવતી હતી. તેઓએ તેને **મી૦ ગુદમેન** નામના એક મિત્રને ઘર **લન્દનમાં** મોકલવાનો ઠડાવ કીધો, અને મુસાફરીની તૈયારી કીધી. **વેલેન્તાઇનને** એ વાત જણાવી. તે સાંભળી તે અતિશય ખુશી થયો.

બીજે દહાડે **વેલેનતાઇન** અને **મીસીસ વોક્ષ** કપડાં પેક કરવામાં રોકાયાં જ્યારે **જોહોન** કાકા **મી૦ ગુદમેન** ઉપર પત્ર લખવા બેઠા. તે રાત્રે **વેલેનતાઇનને** ઉંઘ આવી નહિ; તેનું બધું ધ્યાન મુસાફરી અને તેની મજાહ ઉપર લાગેલું હતું. બામદાદમાં ૪ વાગતે તે ઉઠયો. ઉપડવાના વખતને દોહોડ કલાક બાકી રહયો. **જોહોન** કાકા **વેલેનતાઇનને** જોવા આવ્યો. તેનો એવો વિચાર હતો કે જો **વેલેનતાઇનની** તબીયત મુસાફરીને લાયક હોય તોજ તેને મોકળવો, નહિ તો હાલ તરત તો મોકુફ રાખવું. નાસ્તો તૈયાર થયો. **વેલેનતાઇનને** કે **મીસીસ વોક્ષને** કાંઈ ખાવા ગમ્યું નહિ. ગાડીનો વખત થયો. **વેલેનતાઇન** પોતાની માવતરને ભેટી કાકા સાથ બહાર નિકળ્યો. **મીસીસ વોક્ષ** કોઈ જાણે નહિ તેમ કપડાં અને ટોપી પેહેરી એક ગલીને નાકે જઈ ઉભી કે જ્યાંથી ગાડી પસાર થવાની હતી.

"ચાલો, જલદી બેસો!" ગાડી હાંકનાર બોલ્યો. "**સાઈમન,** ઘોડાની નાલ બરાબર તપાસી છે કે?"

"બરાબર છે, સાહેબ," **સાઇમન** નાલ ફરીથી તપાસતો બોલ્યો. આ વખતે ગાડીમાં માલ ભરાતો હતો.

"ચાલો મારો, મારો કુદકો, બેસો ગ્રહસ્થો !" ગાડી-વાન બોલ્યો. **વેલેનતાઇન** પોતાના કાકાની **મરજીથી** ગાડીની અંદર બરાબર કોચબાક્ષની પછવાડે પીઠ કરી બેઠો.

"મેહેરબાની કરી મારી દીકરીને સંભાળજો" એક ઘરડી સ્ત્રી બોલી.

"કાંઇ ફિકર નહિ," ગાડીવાન બોલ્યો "કોઇને કાંઇ અલવાર આવનાર નથી."

"શુક્રાનાં," ઘરડી સ્ત્રી બોલી "જા દીકરી, ખુદા તારો નેગેહબાન થજો. જલદી જતાંવાર કાગળ લખજે."

"સંભાળજો !" ગાડી હાંકનાર બોલ્યો. "ઉહીત, ઉહીત, ચાલ ઘોડા !" ઘોડાએ ચાલતી પકડી. પેલી ઘરડી સ્ત્રી પોતાની દીકરીને જતાં જોઇ જારબેજાર રડી. **જોહોન** કાકા પણ **વેલેનતાઇનને** વાસ્તે આંખમાં પાણી લાવ્યા.

"જગા નથી, બાઇ જગા નથી !" ગાડીવાન **મોસીસ વોક્ષને** એક ગલીને નાકે ઉભેલી જોઇ બોલ્યો. એ બોલ સાંભળતાં **વેલેનતાઇનનાં** ધ્યાન તથા નજર તેણીની તરફ ગયાં. તેણે તેણીને સલામ કીધી, જેના જવાબમાં તેણીએ પોતાનાં આંગળાં ઉપર બોસા લીધા.

બીચારા **વેલેનતાઇનનું** હૈડું ભરાઇ આવ્યું તેથી ગાડીમાં પેહેલો કલાક તો વગર ખબરે ગયો. પણ કેટલેક વારે તેને તક મલી. ઘોડા બદલવાનું ઠેકાણું આવ્યું. ગાડી ઉભી રહી. **તુલર** કોચમેન નીચે ઉતર્યો. આપણો જંગી **વેલેતાઇનબી** ઉતર્યો. રસ્તા ઉપર એક હોતેલ હતું ત્યાં જરા 'ફ્રેશ' થવા સઘળા ગયા. બે ચાર મીનીતમાં પાછા ફર્યા. **વેલેનતાઇનને** હવે પોતાનાં કામ માટે ઉલટ આવી. "ઉ-વીત, ઉવીત," કોચમેન **તુલર** બોલ્યો. ઘોડા ચાળવા લાગ્યા.

"**સબર, સબર, હો !" દુરથી એક અવાજ આ-વતો હોય તેમ વેલેનતાઇન** બોલ્યો.

"અરે કોઈ પછવાડે રહી ગયું છે, તુલર" એક પાસેન્જર ગ્રહસ્થ બોલ્યો.

"એક જન દોડે તો," **તુલર** બોલ્યો, "ઠીક છે, ચાલ ઘોડા. એથી તે શિખશે કે વખતસર હમ્મેશ બરાબર હાજર કેમ રહેવું. એ રવેશે જો દરેક ઉતારૂને વાસતે હું ખોટી રહીશ તો મુસાફરી પુરી કરતાં પખવાડયું થઈ જાય."

"અરે, સબર, સબર, સબર !" **વેલેનતાઇન** કોઈ હાંફતાં માણસનો અવાજ કાઢી બોલ્યો.

એક ડુંગર ઉપર ચઢયા પછી **તુલર** લગામ ખેંચી પાછો ફરી કોણ છે તે જોવા લાગ્યો પણ કોઈ નજરે પડયું નહિ.

"ક્યાં છે તે ?" **તુલરે** પુછયું.

"ખાહીમાં !" **વેલેનતાઇન** પોતાનો અવાજ પછવાડે નાખી બોલ્યો.

"ખાહીમાં ?" **તુલર** બોલ્યો. "તોબાહ ! પણ કેણી તરફ ?"

"પેલો !" **વેલેનતાઇન** બોલ્યો.

"રે, રે !" એક પાસેન્જર જે પાદરી હતો તે બોલ્યો.

"બીચારો શખસ થાકી જવાને લીધે ખાહીમાં પડયો હશે. રે ભલા ગાડીવાન ! એ કેવું ખોટું છે, જરા ગાડી ઉભી તો રાખ !" કાંઈ અકસમાત બનશે એવી ધાસ્તીથી **તુલર** તે પેસેન્જરને ખાહીમાંથી બહાર કાઢવા હેઠલ ઉતર્યો; અને, જો કે તે કાંઈ સેંકડો ફુત ડુંગરો નીચે ઉતર્યો પણ કોઈની કાંઈ નિશાન માલુમ પડી નહિ; થાકીને હાફતો હાંફતો પાછો ઉપર આવ્યો અને પુછયું કે "તે શખસને કોઈએ દીઠો છે ?"

"આપણે તો બા એક છોકરાને ઝાડી ઓલંગી આવતાં દીઠો છે." એક ઉતારૂ બોલ્યો.

**તુલરે** પાસેન્જર બુક કાઢી, ઉતારૂ ગણ્યાં—બધાં બરાબર હતાં. તે પાછો બાક્ષ ઉપર ચઢયો. તેના મનમાં

એવો વિચાર હતો કે કોઈ ઝાડીમાં ભરાઈ બેઠેલો શખ્સ એવા અવાજ કાઢી ચેડાં કાઢતો હતો.

"ઉહીત, ઉહીત." બોલતો **તુલરે** ઘોડા ને ચીમકી લગાવી. તેઓ ચોંક્યા અને છલંગ મારવા લાગ્યા. પટો હુકમાંથી નીકળી ગયો; જે બરાબર કરવા **તુલર** હેઠળ ઉતર્યો. બરાબર કીધા પછી પાછો ઉપર ચઢયો; પણ ઉપર તે બેસે શું કે **વેલેનતાઇને** એક હડખા કૂતરાંના જેવો સાદ કોચબાક્ષની તળેથી આવતો હોય તેમ કાઢયો. તાબડતોબ બુમ પાડતોજ કાળા પોશાકવાળો પાદરી હેઠળ ઉતરી પડયો, અને બોલ્યો "રે ખોદા, એ કેવું ખોટું! કેવું ભય ભરેલું! તમે મને કહ્યું કેમ નહિ કે મારા પગની નીચે એક કૂતરો બાંધયો છે?"

"મને પણ કોઈએ કહ્યું નહિ," **તુલર** બોલ્યો "હું શું જાણું, ચાલો આવો આપણે એને બહાર કાઢીએ."

"નહિ, નહિ, નહિ, કદી નહિ, તું શું **મને** હડખું લગાડવા માગે છે કે?" પાદરી બોલ્યો. "મને પ્રથમ નીચે ઉતરવા દે અને પછી કાઢ."

"બેસો ત્યારે" **તુલર** બોલ્યો "તમારા પગ મજબુત બાક્ષ ઉપર મુકી રાખો આપણે પછી એની ખબર લેશું" એટલું કહી તેણે પાછી ઘોડાને લગામ કીધી એટલે તેઓ 'ફુલગેલપ' ચાલવા લાગ્યા.

પેલા ગ્રહસ્થે **તુલર** સાથ વાત ચલાવી તેમાં તેણે **લન્દન** શેહેરમાં તેના એક મિત્રના ઘરની નજદીક એક હડખા કૂતરાને લીધે કેટલાક લોકોને મોત ખમવું પડયુ હતું તેવિશે જણાવ્યું. વાતનાં દરમ્યાંનમાં **વેલેનતાઇને** કૂતરાનાં ઘુરવાના જેવો એચિંતો સાદ કાઢયો જેથી પેલો ગ્રહસ્થ અને **તુલર** બંન્ને ચોંકયા. તેઓએ કોચબાક્ષ ઉપરથી હવામાં ઉંચે પગ ધર્યા અને પછવાડેના ઉતારૂઓના ખોળામાં પોતાના માથાં નાખ્યાં.

"ના, ના, ના," પેલો ગ્રહસ્થ બોલ્યો, "આપણાથી એમ કેમ બેસાય? મારૂં દિલ ધ્રુજે છે. મને તો બેસતાં બીક લાગે છે."

**તુલર** ફરફટી ચટકી ઘોડા ઉભા રાખવા હેઠળ ઉતરવા જતો હતો; પણ એટલામાં તેની નજર દુર રસ્તા ઉપર બીજા નવા ઘોડા બદલવા તૈયાર રહેલા હતા તે ઉપર પડી; તેથી તેણે ગાડી ઉભી રાખી નહિ. ને બોલ્યો "જરા સબર કરો, પેલા સ્ટેશન આગળ આપણે ઉભા રહીશું અને એ કૂતરાના ધણીની ખબર લઇશું. તેને એવો સ્વાદ દેખાડશું કે તે જન્મ સુધી યાદ કરતો રહેશે.

"અરે કોચમેન, રે કોચમેન, મારી ટોપી ઉડી ગઇ!" **વેલેનતાઇન** ગાડીની પછવાડે અવાજ નાખી બોલ્યો.

"સારૂં થયું" **તુલર** ફરફટીને બોલ્યો, "તે લાવવા તનેજ દોડાઉં છું, ફીકર નહિ."

ઘોડા બદલવાનું મઠક આવ્યું. **તુલર** નીચે ઉતર્યો. પેલો ગ્રહસ્થ પણ ઉતરતો હતો એટલામાં વળી કૂતરાનાં ઘુરકવાનો અવાજ નિકળ્યો. અને હવે જુઓ કે તે બીચારો ગભરાઇને એક ઘરડા ઘોડાવાળાની ઉપર જઇ પડયો જેથી બંધે અફલાઇને જમીન ઉપર પડયા.

"કેમ સેઠ ઉતરતાંબી આવડેચ કે નહિ?" ઘોડાવાળો ઉભો થઇ બોલ્યો.

"માફ માંગું છું ભાઇ," ગ્રહસ્થે જવાબ દીધો.

"ચાલો આવો હવે પેલા સેતાનને બહાર કાઢીએ અને જોઇએ કે એ કોણ છે." **તુલર** બોલ્યો "ચાલ **જીમ** જરા મદદ લાગ."

**જીમ** તેની નજદીક ગયો. કૂતરો તો અતિશય ઘુરકવા લાગ્યો. પેલો ગ્રહસ્થ **જીમને** સંભાળ રાખવા ચેતાવતો બોલ્યો "ખબરદાર કૂતરો દાપું ભરશે."

"હેરી જરા આવતો!" **જીમ** બોલ્યો, "તને કૂતરાનો ભો નથી લાગતો."

**હેરી** આવ્યો; **શામ** આવ્યો; પછી **બાબ** અને **બીલ**; પણ કૂતરો કેડે નજરે પડયો નહિ; અને ઘુરકવાનું જોસબંધ ચાલુ રહયું તેથી કોઈએ પણ તે ખરાબ જાનવરને બહાર ખેંચી કાઢવા બાક્ષમાં હાથ ઘાળવાની હિમ્મત કીધી નહિ. **બાબ** તેટલા માટે **તામ** લુહારને બોલાવા ગયો. તે લુહારને વાસ્તે એવું કહે છે કે તે હડખા કૂતરાથી બિહીતો ન હતો. બે ત્રણ મીનીતમાં **તામ** લુહાર હાથમાં લાલ તપાવેલી લાંબી ગરાડ લઈને આવ્યો.

"અરે રે!" પેલો ગ્રહસ્થ કમકમીને બોલ્યો. "બીચારાં પશુ તરફ એટલા ઘાટકી ના થાઓ."

"ત્યારે શું આખો દહાડો અહિંજ ખોતી રહું કે?" **તુલર** બોલ્યો. "કોઈબી રીતે એને બહાર કાઢવો જોઈએ."

એ ઉપરથી લુહારે સલીઓ આણીગમ પેલીગમ ખુણેખંટોલે ભોક્યો; અને દર ભોકવે કૂતરાના રડવાનો અવાજ દયા ઉપજાવે એવી રીતે નિકળ્યો.

"હું તમને કહું એ કેવો કૂતરો છે," **તામ** લુહાર બોલ્યો, "એતો હડખો કૂતરો છે."

"તે તો અમને પણ ખબર છે," પેલો ગ્રહસ્થ એક ગાડી ખાલી હતી તે ઉપર બિહીકનો માર્યો ચઢી જઈ બોલ્યો.

"એ "બુલ તેરીઅર" જાતનો છે," લુહાર બોલ્યો, "એ ભસવા ઉપરથી મને લાગે છે. એ કૂતરો હડખો થાય તો ઘણું ખરાબ."

"ત્યારે એ પીડાનું શું કરીએ," **તુલરે** પુછ્યું.

"ગોલીથી મારો, ગોલીથી," પેલો ગ્રહસ્થ ગાડીમાં સંભાળથી ભરાઈ બેસી બોલ્યો.

"મારી પાસ એક પીસ્તોલ છે" લુહાર બોલ્યો. "જા બાબ, તે લઇ આવ. તે દુકાનમાં ભઠ્ઠીને માથે અભરાઇ ઉપર છે."

"પીસ્તોલ લાવ્યો, ઠીક ત્યારે," **તુલર બાબને** લાવતાં જોઇ બોલ્યો. "થોડા વખતમાં એનો આંક આવવાનો હવે."

"એ ભરેલી છે કે?" **તામને** પીસ્તોલ લાવી આપતાં પુછયું.

"સંભાળજે ગોલી નીચે ઉતારજે?" **તુલર** બોલ્યો.

"ઠીક" **તામ** બોલ્યો.

પીસ્તોલ છુટી. ઘોડા ચોંકયા. તોફાન મચી રહ્યું, પણ કોઇને કાંઇ નુકસાણ થયું નહિ. ધુમાડો નરમ પડે નહિ એટલામાં **વેલેનતાઇને** પાછો ધીમો નરમ પડતો કુતરાનો સાદ પેટીમાં નાખ્યો જેથી બધાની ખાતરી થઇ કે બીચારૂં જનાવર માર્યું ગયું.

"જનાવરે પ્રાણ છોડયો," **તામ** લુહાર પેટીમાં જનાવરનાં મુડદામાં સલીઓ ભોકી બોલ્યો.

"જોઇએ તો ખરા તે સેતાન કેવો છે." **તુલર** બોલ્યો.

કાળા પોશાકવાળો ગ્રહસ્થ એકદમ ગાડીમાંથી બહાર કુદી પડયો, અને જે કોઇ ત્યાં હાજર હતા તેઓ પાસે ગયા, **તામે** મુડદું હાથ માંહે ઘાલી બહાર કાઢયું પણ તેતો કોઇનો **સસલો** હતો.

"એ કાંઇ "બુલ તેરીઅર" નથી," **બાબ** બોલ્યો.

"તમારી એ બાબે ખાત્રી છે કે?" **તુલર** બોલ્યો.

"હા, અને હું તમને હમણાં તે શોધી આપું છું," **તામ** બોલ્યો. તે લોકોનો સામાન ખીસાડવા જતો હતો, એટલામાં **તુલર** બોલ્યો, "ના, ના, એટલાં વાસ્તે હું ખોતી થનાર નથી. એક કલાક તો મોડું થઇ ચુકું. ચાલો,

ગ્રહસ્થો બેસી જાઓ !" **તામ** અને તેના સાથીઓ જેઓ નામ કાઢવાને બંદી હતા તેઓએ **તુલરને** આગ્રહ કીધો તેથી તેણે તેમને ખોલ કરવાની રજા આપી. સઘળો સામાન ખસાડી ખુબ તલાસ કીધી. પણ નાશિપાસી શીવાએ બિજું કાંઇ તેઓએ દીઠું નહિ. એ રવેશનો બનાવ જોઇ સઘળાઓ બીહીધા અને અજબ થયા કે એ શું ચમત્કાર હશે. તેઓ સઘળા સ્થંભ થઇને એક બીજાનાં મોહો તરફ તગોતગ જોવા લાગ્યા. ફરી ફરીથી સામાન બાક્ષમાંથી કાઢી બારીકીથી જોય અને ગભરાતમાં પડે.

"શું અંદર કાંઇ નથી ?" **તુલર** બોલ્યો.

"કાંઈબી નથી, આવીને જુઓ," સર્વે બોલ્યા.

**તુલરે** બાક્ષ તેમજ સામાન ખોલીને બારીકીથી તપાસ કીધી. પેલા પાદરીએ જોયું, **બાબે** જોયું, **બીલે** જોયું, **હેરીએ** જોયું, અને બધાએ વારાફરતી જોયું પણ કાંઈ સાર કાઢયો નહિ.

"અજાયબ ચમત્કાર જણાયછે," **તુલર** બોલ્યો.

"હું સોગંદ લઇ કહું છું કે બાક્ષમાંથીજ અવાજ આવતો હતો," પેલા ગ્રહસ્થે કહ્યું.

"મેં મારી નજરે જોયો," **બાબ** બોલ્યો. "તેની તરફ મને જોવાબી ગમ્યું નહિ."

"કૂતરો અહિં હતો એ વાતમાં તો જરાપણ સંદેહ નથી." પેલો ગ્રહસ્થ બોલ્યો,"પણ હવે સવાલ એ છે કે તે ગયો ક્યાં ?"

"હું પૈન્ત બ્રાન્ડીની સરત મારૂં છું, **તામ**, તે તારી પીસ્તોલથી ઉડી ગયો છે," **હેરી** બોલ્યો.

"ઉરાડી મુકયો ? અરે મુર્ખ તે કેમ બને !" **તામ** બોલ્યો.

"કાં નહિ, કૂતરો એમાં હતો કેની ?" હેરી બોલ્યો. "જોની તે નથી અહિં; નથી પેલીગમ; નથી કેર, ત્યારે તે ગયો ક્યાં ! બંદુકનાં મોઢાંને રસ્તે ઉડી નહિ ગયો તો ક્યાં ગયો ?"

સઘળાઓ અજબ થયા. તુલરે સામાન પાછો તેની જગ્યા ઉપર મુકયો. ઘોડાવાળાઓ તમામ થાકીને કંટાળી ગયા હતા તેથી તેમનામાં જરા હુશિયારી આણવા માટે પેલા ગ્રહસ્થે કાંઇક પૈસા કાઢી આપ્યા એટલે બીરનો બાતલો ત્યાં આવી લાગ્યો.

**વેલેનતાઈન** પોતાનાં કામની ફતેહ જોઇ અતિશય મલકાતો હતો. રખેને ઉંઘાડો પડી જાય એવી ધાસ્તીથી તેણે જરાવાર ઢીલ નાખી. તુલરને તો પેલા મોજેજાથી એટલી ચોંક લાગી હતી કે તેનું દિલ તાપથી ભરાયું.

**વેલેનતાઇન** પાછો તાજો થયો ત્યારે પોતાનું કામ ચલાવા લાગ્યો. તેણે એક રડતાં બાળકનો સાદ કાઢયો. તે એટલો તો હુબેહુબ બાળકનાં રડવાને મલતો હતો કે સઘળાઓ હેરત પામ્યા કારણ કે ગાડીમાં કોઇ બચ્ચુ હતું નહિ.

"બાઈ, આ બચ્ચાંને જરા મુગું રાખશો તો મેહેરબાની થશે," તુલર બોલ્યો.

**વેલેનતાઇને** રડવાનું ચાલુ રાખ્યું. તે એટલું જોરમાં હતું કે તુલર કંટાળી બોલ્યો. "તમે તમારાં છોકરાંને એ રીતે રડાવશો તો આગળ આપણાથી જવાશે કેમ. મારા ઘોડા ચોંકેછે. તેમની લગામ હાથમાં રહેતી નથી. તોબાહ, એ રીતે મને કંટાળો મળતો જશે તો માથું ચરી આવે એમાં નવાઈ શી."

"અલબતાં એ ઘણુંજ કંટાળા ભરેલું છે," પેલો ગ્રહસ્થ બોલ્યો.

"જીવોની કેવો કંટાળો, એ રવેશે તો માણસ જલદી ઘેલું થઈ જાય!" તુલર બોલ્યો.

"પણ હું શું કરૂં" વેલેનતાઇને એક ઓરતનો સાદ કાઢી કહયું, "મુંગું રાખુ છું પણ તે મુંગું રહેતું નથી. એમાં હું શું કરૂં; ચાલ, નાખી દેઉં મુઆંને." એટલું કહી તેણે એક જબરી તિક્ષણ કીકીઆરી પાડી અને બોલ્યો, "બાળક રે બાળક, બાળક મુવું રે!" તુલરે તરતજ ગાડી ઉભી રાખી, અને લગામ તેની પાસે બાક્ષ ઉપર બેઠેલા ગ્રહસ્થના હાથમાં આપી પેલાં બચ્ચાંની માને તે તરફ ધાટકી રહેવાને લીધે ઠપકો આપવા હેઠળ ઉતર્યો.

"કેમ કંઈ પડી ગયું કે, કોચમેન?" એક ગ્રહસ્થે પુછયું.

"કંઈ પડી ગયું?" તુલર ગુસ્સામાં બોલ્યો, "કયાં છે પેલું બાલક?"

"કયું બાળક?" એક જને પુછયું.

"જે પેલી ઓરતે હમણા રસતા ઉપર ફેંકી દીધું તે!" તુલરે કહ્યું.

"અમારે યાંહાં તો કોઈ બાળક હતું નહિ," એક બીજે શખસ બોલ્યો. તેના કહેવાને સઘળાઓએ એક આવાજે ગવાહી પુરી.

"શું" તુલર બોલ્યો, "તમે શું એવું કહેવા માંગોછો કે—તમો શું મને એવું સમજાવા માંગોછો કે તમારી પાસ એક બાળક હતું નહિ. શું જે બાળક લગભગ એક કલાક થયો રડી મારૂં માથું ખાઇ ગયું—જે બાળકની કીકીઆરીથી મારા ઘોડા અતિશય ચોંકતા હતા અને ઘોડાને ખેંચતાં હું પાણી પાણી થઈ ગયો—તે બાળકને એકદમ ધુમ કરી નાખ્યું?"

"હું તમને કહું છું, કોચમેન," એક ત્રીજો ગ્રહસ્થ બોલ્યો, "કે અહિં કોઇ પણ બાળક હતું નહિ."

"તોબાહ, એ કેમ બને !" તુલર માથું ધવડતો અને જમનો હાથ હવામાં ફેંકતો બોલ્યો, જયાં છે ત્યાં કોઇ ભુત પેવસ થયેલો છે. તે કોઇ અંદરનો યા બહારનો પાસેન્જર છે. કોઇ દિવસ એવો ઉતારૂ મળયો હતો નહિ." એટલું બોલતાં તે કોચબાક્ષ ઉપર ચઢયો અને પોતાની ચોપડી કાઢી ઉતારૂઓમાં એવો કોણ ચંડાળ હતો તે જાણવા તેમનાં નામ વાંચવા લાગ્યો જયારે સઘળા ઉતારૂઓ તેમજ **વેલેનતાઇન** એકેક સાથ વાતં ચીતમાં ગુતાયા. તેઓ હેરત પામતાં દાંતમાં આંગળાં પકડતાં.

"બરાબર, હવે સમજયો !" તુલર એક ઓરત જે તે રસ્તેથી હાથમાં એક ટોપલી લઇ જતી હતી તેને જોઇ બોલ્યો. "એજ એજ, એ એનુંજ કામ. રગડો એ સેતાન બુઢીઆને !"

એમ કરતાં રસ્તામાં જયારે ઉતારાનું મઠક આવ્યું ત્યારે તુલરે ગાડી ઉભી રાખી. તે તબેલામાં ગયો અને એક હથોડી, ખીલા, અને ઘોડાની નાળ લઇ આવ્યો. તે નાળ તેણે કોચબાક્ષના પગ મુકવાનાં પાત્યાંને જડી.

"હં, હવે એ ડાકેણ દપત પડશે." તુલર બોલ્યો.

"તુલર એ શું કીધું તેં ? પાત્યાંને નાળ શાની જડી ?" પેલા ગ્રહસ્થે પુછયું.

"અરે સાહેબ, તમે નહિ સમજો. જયાંછે ત્યાં એક ડાકેણ લાગુ પડી છે. તે સઘળો ફેસાદ કરે છે."

"એવકુફઇ," પેલો ગ્રહસ્થ બોલ્યો, "એવો પાપી વિચાર કરવાની તમે કેમ હિમ્મત ચલાવોછો ?"

"મને બરાબર ખબર છે," તુલર બોલ્યો, "પેલી બદસુરત ઓરત હમણા અહિંથી ચાલી ગઇ તે ઉપરથી મને માલુમ આવ્યું. તે એક ડાકેણ છે." તુલર બોલ્યો.

"કોણછે ?" પેલા ગ્રહસ્થે પુછ્યું.

"ડાકેણ છે," તુલરે જવાબ દીધો. "હું તે વિશે બધું તમને કહુંછું. "ચોથે દહાડે જ્યારે રસ્તા ઉપરથી હું જતો હતો ત્યારે મેં તેણીને પગઠી ઉપર એક ઠેકાણે બેઠલી જોઈ. તેણીની પાસે એક ટોપલી હતી. નાનો હેરી મારા સેઠનો ભાનેજ, મારી પાસ કોચબાક્ષ ઉપર હતો. તેણે તેણીને ઓળખી. તે બોલ્યો, "તુલર જો તું પેલી ઓરતની ટોપલી ઉશડશે તો હું તને પન્ચનું એક ગ્લાસ પાંવશ. તે સરત મેં કબુલ રાખી. મારો ચાબક તૈયાર કીધો, અને જેવી ગાડી તેણીની આગળથી ચાલી કે મેં તરત મારો ચાબક ટોપલીનાં કડાંમાં ભેરવ્યો એટલે તે ઉચકઈ આવી, અને હેરીના માથાં ઉપર પડી. હવે તે ટોપલીમાં થોડાંક ઈંડાં હતાં તે ભાગી ગયાં, અને તેમની ડાલ તથા સપેટીથી હેરી ગુંગળાઇ ગયો. મેં ઘોડાની લગામ ખેંચી પકડી કારણ કે મારૂં પણ મોહું ઈંડાંથી ખરાબ થઈ ગયું અને મને આગળ દેખાતું ન હતું. થોડે-કવારે પેલી બઈરી દોડતી આવી ઈંડાં માગ્યાં. મેં તેણીને એક રૂપીઓ આપ્યો; હેરીએ એક બીજો આપ્યો. પણ તેથી તેણીની રાજી થઈ નહિ. તે તો ફકત ઈંડાં માગે, અને તેબી વળી તેજ ઈંડાં બીજાં નહિ. તેણીએ જતી વખત મારી ઉપર કાંઈ મંત્ર ભણ્યું ત્યારે નાના હેરીએ તેને ઓળખી કે તે ડાકેણ હતી. તે ડાકેણ આખા શેહેરમાં સર્વને જાણીતી હતી, અને આજે જે આપણે આપણી નજર આગળ બનતું જોયું છે તે કાંઈજ નહિ પણ તેજ ડાકેણનું કરતુક છે; પણ હવે તેણીનું જાદુ આપણી ઉપર કાંઈ ચાલનાર નથી, મેં ઘોડાની નાલ આપણી ગાડીને જડીછે એટલે બધું દફે થશે."

"તું શું ખાત્રીથી કહે છે કે ? ખબરદાર ?" વેલે-નતાઇન એવી રીતે બોલ્યો કે તે માત્ર તુલરનેજ

સંભળાયું. તુલર ચોંકયો અને અતિશય ગભરાયો. પણ તેનો ગભરાટ તરત નરમ પડયો. ગાડીમાં બેસાડેલી નાલની અસર ઉપર તેને પુરતું યકીન હતું.

"કોચમેન !" એક પાસેન્જર બોલ્યો, "જરા ભાઇ જમની બાજુનું ચાક તપાસીજો. તે ડોલા ખાય છે, અને બોય નિકળી પડશે."

"તુલર હવે એટલો તો કંટાળી ગયો હતો કે તેણે પેલાના કહેવા ઉપર લગાર પણ ધ્યાન આપ્યું નહિ. જ્યારે ઘણુંજ થયું ત્યારે એટલુંજ કીધું કે સઘળા ઉતારૂઓને તેણે ડાબી બાજુ ઉપર એકઠા થવાને કહ્યું જે તેઓએ કીધું; પણ તુલરે ભુલથી ડાબી તરફની લગામ ખેંચી એટલે ઘોડા તે તરફ ફરી ગયા અને એક પાલ સાથ ગાડી અફલાઇ ઉંધી વળી. તુલર અને કોચબાક્ષ ઉપર બેઠેલો એક ગ્રહસ્થ બંધે ઉડીને છાણના એક મોટા ઢગલામાં પડયા. ડાકેણની વાત તેના મનમાં તાજી હતી. નાળ ઉપરથી તેનું યકીન હવે ઉઠી ગયું, ગાડીની આસપાસ જમાવ થયલા લોકોને સઘળું સોંપી નજદીકમાં એક પોહોંચખાંણું હતું ત્યાં તે ગયો. જરા ઠીકઠાક થઇ એક બ્રાન્દીનું ગ્લાસ ઉઠાવ્યું. થોડા વખતમાં હુશિયારી આવી એટલે પેલી ડાકેણને સેસ ભરવા માંડી.

---

## પ્રકરણ ૫ મું.

### કાળા પોશાકવાળા ગ્રહસ્થની મોટી સખાવત.

તુલર કોચમેનતો હોતેલમાં જઇને લેટ્યો. પેલી ડાકેણે તેની સઘળી શુદ્ધ બુદ્ધ ઉરાડી મુકી હતી. હોતેલમાં સઘળા જનનો ઘોંઘાટ અતિશય મચી રહયો હતો. સઘ-

ળાઓને ખોતી થતું હતું તેથી તેઓએ તેને ઉઠાડવાની ઘણીએ યુક્તિ કરી પણ તે એટલો તો ભર ઉંઘમાં પડી જોરથી ઘોરતો હતો કે તેને હાલવ્યા છતાં તે ખોઆબથી બીદાર થઈ શક્યો નહિ. આખરે ભારે મેહેનત અને યુક્તિથી તે જાગ્રત થયો.

"ચાલ કોચમેન, ચાલ, આપણને ખોતી થાય છે," પેલો કાળા પોશાકવાળો ગ્રહસ્થ બોલ્યો.

આ કહેવાની **તુલર** ઉપર કાંઈ અસર થઈ નહિ. તેતો જરા જરામાં ડાકેણને યાદ કરી ગભરાય. ગાડી હાંકી લઈ જવાને વિચાર કરે અને પાછો બીહીને અચકે. આખરે હોતેલવાળાએ ગાડી હાંકી લઈ જવાને માથે લીધું. તે બહાર જતો હતો એટલામાં **વેલેનતાઈને** પેલા કાળા પોશાકવાળા ગ્રહસ્થનો સાદ કાઢી તેને એક દજન બ્રાન્ડી અને ૧૨ માણસને માટે ખાવાનું તૈયાર કરવા કહ્યું. એ હુકમ પેલા કાળા પોશાકવાળાના મોહોંમાંથી નિકળેલો જાણી "તૈયાર છે સાહેબ" કરી તે બબરચીખાણામાં ગયો. તાબડતોબ ઘરનાં સઘળાં માણસો કામે લાગી ગયાં. **દેનને** ગોસને માટે ઘોડા ઉપર બજાર ભણી રવાનાં કીધો. **રોજરને** સગડીના સલીઆ સાફ કરવા બેસાડયો. **સેલીને** ઈંગાર પાડવા કહ્યું. ઘર ઘણીઆણીએ બરાન્ડી બાતલીમાં ભરવા માંડયો, અને સઘળાઓને કામમાં ચપલાસી રાખવાને ઉશ્કેર્યા.

પેલા કાળા પોશાકવાળા શખ્સને ઘણું મોડું થતું હતું તેથી તેણે **તુલરને ઘણો સમજાવ્યો** પણ સર્વે ફોકત. તેણે ગાડીના બીજા મથક તરફ ચાલી જવાનો વિચાર કીધો; પણ જ્યારે તેને એવી ખબર મળી કે નજદીકનું બીજું મઠક સાત માઈલ કરતાં ઓછું દુર ન હતું ત્યારે તે નિરાશ થઈ ગયો અને લાચારીએ **તુલરને** ભાઈબાપા કરી સમજાવવા તથા છાપડે ચઢાવવા લાગ્યો.

ખાણું તૈયાર થયું. તેબલ ઉપર આવ્યું, સઘળા લોકોને તે અતિશય પસંદ પડયું. બાતલીઓ ચપોચપ ઉખેડાવા લાગી. પણ પેલો કાળા પોશાકવાળો ગ્રહસ્થ જમવામાં સામિલ થયો નહિ. હોતેલવાળીએ તેમજ બીજાઓએ તેને તેડયો પણ તે ગયો નહિ. "કેમ તમે પોતે ખાણું મંગાવ્યું અને તમારા સખુન માટે મેં તે કેવી મેહેનત લઈ તૈયાર કીધું અને તે તમને ગમતું નહિ શું?" હોતેલવાળી બોલી.

"મેં ખાણાની વરદી કીધી?" પેલો ગ્રહસ્થ અજબ થઈ બોલ્યો. "શું મેં વરદી આપી?"

"અલબતાં," હોતેલવાળો અને તેની ઓરત બંને બોલ્યાં.

"કેમ તમો લોકોને સ્વપ્નું આવ્યું હતું કે?" ગ્રહસ્થ બોલ્યો.

"આ ઠેકાણે જમાવ થયલા સઘળા ગ્રહસ્થો અને બાનુઓને અરજ કરી પુછું છું કે તેઓએ આ ગ્રહસ્થને સઘળાં ખાણાંની તેમજ શરાબની વરદી આપતાં સાંભળ્યો છે કે નહિ?"

"અલબતાં," તુલર અને બીજા સર્વે બોલ્યા. "અમે અમારા કાનેકાન સાંભળ્યું છે."

"છટ, છટ, હું કસમ લઈ કહુંછું કે મેં એકબી શબ્દ વરદીના રૂપમાં કાઢયો નથી," પેલો ગ્રહસ્થ બોલ્યો, "અને હું કાંઈ એનો ખરચ આપું નહિ."

આ ઉપરથી હોતેલવાળા અને તે ગ્રહસ્થના દરમ્યાનમાં પંચાતી અને વાદવિવાદ ચાલુ થયાં. આખરે કેટલાકના કહેવાથી સમાધાની કરવામાં આવી. સઘળાઓએ સરખે હીસ્સે આપવો એવો વિચાર નક્કી થયો. એ સાંભળી કેટલાક ઘોડાવાળા અને બીજા ખાણાં આગળથી

ઉઠી ગયા. તે જોઇ પેલા ગ્રહસ્થે બાકીનો બધો ખરચ આપવા કહ્યો અને બધા જણા પાછા તેબલ ઉપર બેઠા.

હોતેલવાળાને પેલા ગ્રહસ્થ સાથ પંચાતી થવાથી તેને નુકસાણ કરી તેની ઉપર રસ્તામાં વેર લેવાને તે દાંત કચકચાવી કાંઇ બડબડયો હતો; અને તેમ કરતાં **વેલેનતાઇને** તેને દીઠો હતો, તેથી તેની ઉપર નજર રાખવાને તથા કાંઈ નુકસાણ કરતો તેને અટકાવવાને બનતાં સુધી તેણે સંભાળ રાખી હતી. તે **જોહન** હોતેલવાળાની પુઠે બબરચી ખાણાં તરફ ગયો. ત્યાં તેણે હોતેલવાળીને એક ખાટકી સાથ ગોસ બાબે કાંઇ વાત કરતાં સાંભળી. તે તક તેને પેલા હાતેલવાળાને શિક્ષા કરવાને અછી મળેલી લાગી. **જોહન** હાથમાં એક ચાબક લઈ એક ઓરડામાંથી બબરચીખાણાં તરફ જતો હતો એટલામાં તેણે હોતેલવાળીના જેવો સાદ કાઢી આ શબ્દો તેના કાન ઉપર નાંખ્યા. "જા પ્યારા, હાલતો જા, પણ થોડે થોડે દહાડે તું પાછો આવતો રહેજે. કાંઇ ફીકર કરતો ના, આજ રાત્રે **જોહન** બુબખ ઘર આવવાનો નથી!"

"હુંઅં—ઠીક—વાત તો બહુ બેહેકઈ છે" **જોહન** બોલ્યો. "થોડે થોડે દહાડે તું પાછો આવતો રહેજે, અને આજ રાત્રે **જોહન** બુબખ ઘર પાછો આવનાર નથી! વારૂં વારૂં ઠીકછે; આવજે, જોઇએ તું આવજે, આનીકોડે હું છું. પછી થઇ રહેશે."

આ રવેશના સખુન ઓચરવા પછી તેણે **તુલરને** બદલે ગાડી હાંકી લઇ જવાનો અને રાહમાં પેલા કાળા પોશાકવાળાને નુકસાન કરવાનો વિચાર તજી દીધો.

વારે નામદાર **વેલેનતાઇન**, તારા કેવા પ્રતાપ!

હવે પેલીગમ ગાડી તૈયાર થઇ. **તુલરને વેલેનતાઇને** સમજાવ્યો કે ૪૦ માઈલના ઘેરાવાની જગાની

પેલીપાર કોઈ પણ ડાકેણની જાદુઈનું જોર ચાલી શકે નહિ. એ વિચારે તેનાં મન ઉપર મજબુત સારી અસર કીધી તેથી તે હિમ્મત પકડી કોચબાક્ષ ઉપર ચઢયો અને તેણે લગામ હાથમાં લીધી એટલે ગાડી આખરે ગગડવા માંડી. આપણા નંગ **વેલેનતાઈન** આ વખત કોચબાક્ષ ઉપર બીરાજ્યા હતા. તેણે હવે કાંઈ પણ ચેડાં કાઢવાનો વિચાર મુકી દીધો; તે એટલાજ માટે કે તેના કહેવા ઉપર **તુલરને** ઈતબાર આવે. અને ખરેજ થોડીક મંજળ જવા પછી **તુલરે** તેનો તેણે આપેલા ઉપદેશ માટે ઉપકાર પણ માન્યો.

---

## પ્રકરણ ૬ થું.

### જોહન કાકાનો મીત્ર: તેનાં સગાંવ્હાલાં; બે બેમાલુમ ખાતર પાડનારા; એક પ્રખ્યાત કચરાપટી.

**જોહોન** કાકાનો મીત્ર **મી૦ ગ્રીમઉદ ગુદમેન** જેને અસ્તક **વેલેનતાઈનને** સોંપ્યો હતો તે બેસુમાર દોલતનો માલેક હતો. તે ઘણાજ નાજુક બાંધાનો અને ઉંચો હતો. તે તદન કુંવારો. પરણ્યા વગર રહ્યો હતો. તેના સગાં વાહાલાંમાં એક ભાઈ ભત્રીજો અને તેમની ઓરતો સીવાય બીજું કોઈ હતું નહિ. તે પરણવાનો વિચાર કરે નહિ એ માટે તેઓ પુરતી સંભાળ રાખતાં હતાં. તેઓનો ડોળો **ગુદમેનની** દોલત ઉપર હતો. તેના પૈસાવડે તેઓ સુખચેન અને મોજમજાહથી રહેતાં હતાં, અને બિહીતાં હતાં કે રખેને **મી૦ ગુદમેન** લગ્ન કરે તો તેની દોલત તેમના હાથમાં આવતી અટકે, એટલાજ હેતુથી **ગુદમેને** જ્યારે **વેલેનતાઇનની** તે કુટુંબમાં આવવાની

વકી અને તે તરફ પોતાની અત્યંત ખુશી દેખાડી ત્યારે તેઓને તે સાંભળતાંજ તાવ ચઢી આવ્યો. તેઓએ તેને કદી દીઠો ન હતો. તેના તે જુવાન કંગાળનો હેવાલ અને તેની તારીફ **ગુદમેનને** મોહોડેથી સાંભળી તેઓથી તામોશ થઈ શકાયું નહિ. તેઓ **વેલેનતાઈનને** માટે દર કરવા લાગ્યાં કે **ગુદમેનની** દોલત તેમના હાથમાં જતી તે અટકાવશે. તેટલા માટે તેઓએ પોતાની ઉપર આવતી ધાસ્તી દુર કરવાનો કાંઈ ઈલાજ શોધવાની યુકિતઓ રચયામાં વખત લગાડયો નહિ. **વેલેનતાઈન** એક ધર્મશાળામાં ઉતરવાનો હતો, તેને એસ્તેકબાલ લેવા માટે **ગુદમેને** પોતાના ભાઈ **વૉલ્તરને** મોકલ્યો હતો, તે લાગ સમજી પેલાં સગાંઓએ એવો મનસુબો કર્યો કે **વેલેનતાઇને** કોઈ દીન પણ **ગુદમેનને** નજરે જોયો ન હતો તેથી **વૉલ્તરે** એવું કરવું કે પોતે **ગુદમેન** છે એવું તેને જણાવવું અને પછી કાંઈ યુક્તિ કરી તેને કોઈ અંધારી જગ્યામાં પુરી મુકવો અને તેને માટે કોઈ મનવાર કે વહાણ ઉપર સેલરની ચાકરી શોધી કાઢી તેને ત્યાંથી વદયા કરવો.

એવો મનસુબો કર્યા ઉપરથી **વૉલતર** ડેડવેલે વખતે ધર્મશાળા તરફ ગયો, અને તેનો બેટો **હોરેસ વેલેનતાઈનને** આવકાર દેવાની સઘળી ગોઠવણ કરવામાં રોકાયો. એ સઘળાંઓએ બીજી એવી ગોઠવણ કરી હતી કે જયારે તે આવી પહોંચે ત્યારે તેને તાબડતોબ બહાર મોકલાવી દેવો અને કે તેને કોઈ નવા ઉતારા ઉપર લઈ જવા પછી **ગુદમેનને** એવું સમજાવવું કે **વેલેનતાઈન** બીલકુલ આવ્યો નથી. સારાં નસીબે **વેલેનતાઈનની** ગાડીને ઘણુંજ મોડું થયું હતું, અને એટલામાં ભલો **ગુદમેન** પોતાનું કામ પુરું કરી **વેલેતાઈનને મળવાને માટે** ધર્મ-

શાળા તરફ આવ્યો. તેણે પોતાના ભાઇને પાછો ઘર મોકલી **વેલેનતાઇનને** આવકાર દેવાનું કામ પોતાને હાથ રાખ્યું, જેથી **વૉલતરને** તેમજ તેની એકસંપી ટોળીને ઘણુંજ દુઃખ લાગ્યું.

પણ તેના આ કામથી તે ટોળી કાંઇ નિરાશ થઇ નહિ. જ્યારે **ગુદમેને** પોતાને હાથ **વેલેનતાઇનને** આવકાર દેવાનું કામ રાખ્યું ત્યારે **વૉલતર** રસતામાં ગાડીની રાહ જોતો આગળ વધ્યો. તેણે મનમાં કોઇબી રવેશે **વેલેનતાઇનને** પોતાના કબજામાં લાવવાનો મક્કમ વિચાર કીધો હતો. આ સઘળો વખત **ગુદમેન** ધર્મશાળાના કાવાખાણામાં બેસી 'કલેરટનું' તંબલર આગળ રાખી એક વર્તમાન પત્ર વાંચતો હતો. જોકે તેની નજર તે પેપર ઉપર હતી તોપણ તેનું ધ્યાન ગાડી તરફજ રોકાયલું હતું. તે મનસે વિચાર કરતો હતો કે શું એમબી બને કે એક માણસ કલાકનાં કલાક ન્યુસપેપર વાંચતો રહે અને તે માહેલાં એક વાક્ય તરફબી ધ્યાન નહિ આપે? જ્યારે ઘડિયાળમાં દશ નો ટકોરો વાગ્યો ત્યારે પોતાની હજુરમાં ઉભેલા માણસ તરફ જોઇ તે બોલ્યો. "છોકરા, આ ઘણું અજાયબ જેવું છે--નહિ વારૂં?"

"કેમ સાહેબ, કાંઇ ઘણું મોડું થયું નથી," તે માણસે જવાબ દીધો, આજે તુલર કોચમેનની વારી છે અને તે તો હમ્મેશ એમજ આવે છે."

"મને તો લાગે છે કે જ્યાં ત્યાં કાંઈ અકસ્માત બન્યો છે," **ગુદમેન** બોલ્યો.

"અરે સાહેબ તેવી કાંઇએ ધાસ્તી રાખવી નહિ," પેલું માણસ બોલ્યું, "સર્વ સલાંમત છે; હા ઘરડો તુલર જરા ધીરો છે ખરો પણ તે ઠાવકો છે—તોપણ આજનાં જેટલું તેણે કોઇ દિવસ મોડું કીધું હોય એવું મને યાદ નથી."

આ મુઆફ્રેકનો કાંઇક દિલાસો મળવા ઉપરથી તે ધર્મશાળાના દરવાજા આગળ ગયો. ત્યાં તેણે પોતાના ભાઇને તથા ભત્રીજાને એક પોર્તેર સાથ વાત કરતા દીઠા. "કેમ પોર્તેર, તારી ખાત્રી છે કે ગાડી આવી તો નથી-જ," **વૉલતરે** પોર્તેરને પુછયું.

"**વૉલ્તેર! હોરેસ!**" **ગુદમેને** હાંક માર્યો; એટલે પેલા બંધે જણા સાદ સાંભળી ચોંકયા; પણ છટકી જવાનો કાંઇ વખત દીઠો નહિ ત્યારે તેઓ તેની નજદીક ગયા, અને કાંઇક અચરતીના શબ્દો બડબડયા પછી તે-ઓએ **ગુદમેનને** ખાતરીથી કહ્યું કે સાંજના અતિશય થંડી પડે છે અને મધ્ય રાત થતાં પણ ગાડી આવી લાગે એવું નથી તેથી તે પાધરો ઘર જાય તો ઠીક; તે-ઓમાંથી એક જન **વેલેનતાઇનની** સાથ રહેશે.

"તમારી મોટી મેહેરબાની છે," **ગુદમેન** બંધેનો હાથ પકડી બોલ્યો "એક શખ્સ કે જેને માટે મને ઘણું લાગે છે તે તરફ તમો આટલી કાલજી દેખાડો છો તે જોઇ હું ઘણો ખુશી છું. તોપણ જ્યારે એમજ છે કે તે હવે જલદી આવી લાગશે ત્યારે તો આપણે સાથેજ ઉભા રહીએ અને જરા વાઇનનું ગ્લાસ લઇએ."

**વૉલતર** અને **હોરેસ** બંધેએ ઉડાવવાની ઘણીજ પેરવી કરી પણ **ગુદમેને** તો જાણે તેમની નિપ્ટા ચેતી ગયો હોય તેમ બોહોસ કરવામાં કાંઇ બાકી રાખ્યું નહિ. તેઓ કાવાખાણામાં જઇને બેઠાને થોડોક વિલંબ ગયો નહિ એટલામાં ગાડીના આવી પહોંચવાની સિગ્નલ મળી; અને **વેલેનતાઇનને** આવકાર દેવા માટે **ગુદમેન** કમ્પા-ઉંદની બહાર ગયો.

"**સંધું થઇ ચુકું!**" **વૉલતર ગુદમેનના** જવા પછી બોલ્યો. "મેં કેવી મૂર્ખાઇ કીધી કે હું ચકી

આગળ ઉભો રહયો નહિ; પણ હું તો એવું પકકું સમજ્યો હતો કે ગાડી તો આવી ગઇ હશે."

"કોણ જાણે શું સેતાન ચોધડયું થયું," **હોરેસ** બોલ્યો, "તેથી હું વિજલીની માફક અહિં દોડતો કે આવી લાગ્યો."

"ચાલો હવે નો સઘળું રદ થયું," **વૉલતર** બોલ્યો, "આ વખતે આપણે મોટી ઉલથાપ ખાધી. પણ ફીકર નહિ; હજી પણ આપણા હાથમાંજ વાત છે."

"તમારૂં નામ **વેલેનતાઇન વોક્ષ** છે, સાહેબ?" **ગુદમેને** એક જુવાન શખસ જે ગાડીમાંથી ઉતરતો હતો તેને પુછ્યું.

"હા, સાહેબ," **વેલેનતાઇન** બોલ્યો.

"મારૂં નામ **ગુદમેન** છે; હું તમને જોઇને ખુશાળ છું. હું ધારૂં છું કે રસ્તમાં તમને કાંઇ હરકત નડી ન હશે."

"નહિ કાંઇ દમ જેવી નહિ," **વેલેનતાઇને** જવાબ દીધો.

"કાંઇ વધારે સવાલ કરો ના" **તુલર** કેટલાક ઘોડાવાળાઓ જે તેની આસપાસ ગુચડું થઇ તેને સવાલ કરતા હતા તેમની આગળથી ચાલી જતાં બોલ્યો. "એ બાપ્પે મને કાંઇ પુછો ના. તે સંભારી મને કંપારી છુટે છે. **(ગુદમેનને)** આ નેક ગ્રહસ્થનો હું અત્યંત આભારી થયો છું. એ ગ્રહસ્થે જો મને સારી સલ્લાહ આપી નહિ હોત તો અત્યારે કે આજ રાત્રે પણ અમો અત્રે આવી લાગત નહિ."

આ કહેવાથી **વેલેનતાઇન** ઉપર એટલી અસર થઇ કે તેણે ખીસામાંથી રૂ ૩) કાઢી **તુલરને** આપ્યા, અને બીજું એવું થયું કે તેથી **ગુદમેનનાં** મન ઉપર **વેલેન-**

તાઈન બાબે સારી લાગણીએ ધર કીધું. તેણે વેલેનતાઇનનો સામાન બરાબર એક ઠેકાણે મુકાવ્યા પછી વૉલતર અને હોરેસ સાથ તેને ઓળખાણ કરાવ્યાં. તેઓએ બા આબરૂથી ખેરઆશીઅત સાથ તેની મુળાકાત લીધી; પણ તેમના દિલમાં આડાં અવલાં આવતાં હતાં.

"હવે ચાલો, મારા જુવાન મિત્ર," ગુદમેન વેલેનતાઈનનો હાથ ફરીથી પકડી તથા દિલોજાનીથી હિલવી બોલ્યો, "તમો સહી સલામત આવી પહોંચ્યા છો તે જોઈ મને ઘણો હર્ષ ઉત્પન્ન થયો છે; તમારૂં દિલ થંડું થયલું લાગે છે, હા તેમજ લાગે છે. છોકરા, આ ગ્રહસ્થને માટે એક કાફીનો પ્યાલો લાવ; કેમ રસ્તામાં એટલું મોડું શાથી થયું? પણ નહિ તમે ઠાકી ગયા છો—હમણાં કાંઈ કહેતા ના."

"થાક શાની," વેલેનતાઈને જવાબ દીધો. ગુદમેનનું દિલ તેની તરફ ઘણુંજ ખરૂં અને મયાળુ લાગું પણ પેલા બીજા બેની નજરમાં સનીસાઈ છે એવું તેને જણાઈ આવ્યું.

"ચાલો, જરા વાઈન લ્યો," ભલા દિલનો ગુદમેન બોલ્યો. તે વેલેનતાઇનને જોઈ એટલો ખુશી થતો હતો કે ગોયા તે તેનો પોતાનો પુત્ર હતો. "મારા પ્યારા બેટા, ખોદા તારી તંદરોસ્તીમાં જીઆદતી કરજો," ગુદમેન બોલ્યો. આ શબ્દોથી વૉલતર અને હોરસનાં દિલમાં અત્યંત દુ:ખ અને કપત ઉત્પન્ન થયાં. તેની અસર તેઓએ દાબી રાખી નહિ; અને તેટલા માટે વેલેનતાઈનને ટચકો કરી કાંઈ કહ્યા પછી તેઓ તેનું નક્કી કરવા માટે યુક્તિ રચવા ત્યાંથી બહાર નિકળ્યા.

"ચાલો ભાઈ," ગુદમેને પેલા બંધે જનના જવા પછી વેલેનતાઈનને કહ્યું, "ચાલો હવે, આજે ગાડીને

એટલું બધું મોડું કેમ થયું તે કહી સમજાવાની તસદી લેવો."

**વેલેનતાઇને** તેની તરફ તગોતગ જોયા કીધું, અને હસ્યો. ખરૂં કારણ તેને જણાવવાને તે પ્રથમ તો અચકાયો; પણ આખરે તેનો વિચાર ફરી ગયો, અને તે મનસે બોલ્યો કે તેના હેવાલથી તે ઘરડા પુરૂષને ગમત મળ્યાવના રહેશે નહિ. આ રવેશનો વિચાર કર્યા પછી તે બોલ્યો, "સાહેબ, જે મોડું થયું છે તે માત્ર મારાથી થયું છે."

"અરે પણ મેં તો એવું સાંભળ્યું કે જો તમો ન હોત તો ગાડી મુદ્દલ આવત નહિ," **ગુદમેન** અચરત થઈ બોલ્યો.

"એ વાતબી ખરી છે," **વેલેનતાઇને** જવાબ દીધો, "પણ આટલુંબી ખરૂં છે કે જો હું નહિ હતે તો ગાડી કેટલો વખત અગાઉની વેળાસર આવી પહોંચતે."

"એ શું બોલોછો," **ગુદમેન** અચરત થઇ બોલ્યો. પણ **વેલેનતાઇને** પેહલે ખાત્રી કરી લીધી કે **ગુદમેનનું** દિલ તેની તરફ ખરૂંજ છે ત્યારે તેણે પોતાનાં સઘળાં કરતુકનો વાસ્તવીક વૃતાંત કહી સંભળાવ્યો. તે સાંભળતી વખત પેલા જઈફને દિલે કમકમાત ઉપજયો.

"અરે, અરે, પ્યારા દીકરા," **ગુદમેન** બોલ્યો, "સંભાળજો કે આ વાત કોઈ બીજા આગળ કરતા ના. ખબરદાર, ખાનગી રાખજો, સંભાળજો અને મારા બોલ યાદ રાખજો." આટલું બોલ્યા પછી તેને ફરી હસવું આવ્યું અને **વેલેનતાઇન** પોતાના જઈફ મિત્રની સારી પરોણાગતથી પોતાને મુબારકબાદી આપતો હતો. તેની વાત યાદ કરી તે જઈફ માણસમાં **વેલેનતાઇનનાં** કરતુકની અસર કેવી થાય છે તે જાણવાની ઈચ્છા ઉત્પન્ન

થઈ, તેથી તેણે ત્યાં અને તેજ જગા ઉપર પોતાના કામનો નમુનો દેખાડવાને અરજ કીધી. "પણ સંભાળજે, પ્યારા છોકરા, સંભાળજે," તેને **વેલેનતાઇનને** ફરીથી ચેતાવ્યો.

"અરે સાહેબ, એ બાબે જરા પણ ફીકર ના રાખો. નચીંત રહો," **વેલેનતાઇને** કહ્યું.

"છોકરા," **વેલેનતાઇને** પોતાનો સાદ એક અલાહેદી જગ્યા જ્યાં બે શખસો જમતા હતા ત્યાંથી આવતો હોય તેમ નાખીને એક ચાકરને કહ્યું.

"જી, સાહેબ," છોકરાએ ત્યાં જઈ જવાબ દીધો.

"છોકરા," **વેલેનતાઇને** સામેની બાજુ કે જ્યાં બીજા બે જન દારૂ પીતા હતા ત્યાંથી અવાજ કાઢયો. છોકરો પોતાની ભુલ થયલી સમજી તે સામી તરફ ગયો અને બોલ્યો "કેમ સાહેબ, શું હોકમ ?"

"છોકરા," પેહેલાના જેવો ફરી અવાજ કાઢયો.

"જી, સાહેબ," છોકરો પાછો પેહેલા બે આગળ જઈ બોલ્યો, "તમો બોલાવોચ, સાહેબ ?"

"નહિ," એક ગ્રહસ્થ બોલ્યો "અમે કાંઈ બોલાવતા નથી."

"છોકરા," **વેલેનતાઇન** ઓરડાને બીજે છેડે પોતાનો અવાજ નાખી બોલ્યો. તે તરફ બીચારો છોકરો પાછો ગયો.

"અરે, પેલી પોર્તવાઈનની બાતલી ક્યાં છે ?" અડધે રસ્તે સાદ નાખી **વેલેનતાઇન** બોલ્યો.

"બેઅદબી માફ છે, સાહેબ," છોકરો એક ગ્રહસ્થ તરફ જોઈ બોલ્યો, "હું ખાત્રીથી કહું છું કે તમો પોર્તની બાતલી મંગાવો છો."

"ના ભાઈ, હમે કાંઇ પોર્ત પીતાં નથી."

"છોકરા," વેલેનતાઇને જોરથી બુમ પાડી.

"આવ્યો સાહેબ!" તેટલાજ જોરથી છોકરાએ જવાબ દીધો. તે પાછો સાદની પુઠે ગયો; અને જ્યાં સુધી વેલેનતાઈને ઝબાન ખાંચી ત્યાં સુધી સાદની પછવાડે અહિં તહિં ઢેકેલામાં પડયો, જેથી તેનું લોહી ઉકળી આવ્યું. તેણે સગડી આગળ જઈ ઈંગારનું પજરન પાડયું.

"જીમ!" વેલેનતાઈને સગડીને માથેની ચીમનીમાં ઉંચે સાદ ફેંકી કહ્યું "છેક ઉંચે જા હું રેસ્ત કરૂં છું"

"ચુપ!" વેલેનતાઇન જીમનો અવાજ કાઢી બોલ્યો. જીમ અડધો ગુંગલાઈ ગયો હતો. "ચુપ, એટલું મોટે કેમ બોલે છે."

એ રવેશના સાદ ચીમનીમાંથી નિકળતા સાંભળી છોકરો ગભરાયો અને લાગલો અંગોઠા ઉપર ચાલી આસ્તે રહી બહાર ગયો અને ધર્મશાળાવાળાને, તેની બાયડીને, ચાકરડી તથા બીજા નોકરો તેમજ ધર્મશાળામાં જેટલાં લોકો હતાં તે બધાંને બોલાવી લાવ્યો. જેઓ ઘણી સંભાળથી સઘડી આગળ ગયાં જ્યારે વેલેનતાઈને જીમ અને જો વચ્ચે ચીમનીમાં હેઠળ મુજબની મનોરંજક વાત ચલાવી.

"જીમ આ તરફ બળતું ઘણું બળે છે; પણ ત્યાં—તે ખમાશે. તારા આખા જન્મારામાં તેં આવું જોરમાં બળતું જોયું હતું?" "ચુપ રહે જરા, જો, આપણને પરસેવો એટલો થાય છે કે તેથી બળતું હવાઈ જશે."

"હું એવું ઇચ્છું છું કે જેમ પેલો છોકરો ઈંગારમાં સળીઓ ભોકી જોરથી પજરન પાડે છે તેમજ તેનાં પેટમાં પણ તે ભોકાય."

"અરે એ તો ઉલટું થાય તેની ચરબી તવાયાથી બળતું વધું જોરમાં બળે, અને આપણને દઝારી નાખે."

ધર્મશાળાવાળો ત્યાં આવ્યો. "હું હવે તમે સપડાયા, લુચ્ચાઓ સબર કરો, ચુપ થાવો !" તે બોલ્યો.

"તું ચુપ થા !" જેબી **જીમ** બોલ્યો.

"ઠીક છે તમારે જોઇએ તે બોલો," ધર્મશાળાવાળો બોલ્યો, "પણ હવે તમે લોકો છટકવાના કયાં છો. ચાલો નીચે આવો—સંભળાય છે કે ?"

કોઇએ કાંઇ જવાબ આપ્યો નહિ.

"અહિં આવ જેરી," ધર્મશાળાવાળો બોલ્યો, જા દોડતો કે સિપાઇને બોલાવી લાવ. ખરેખર જેરી જેટલી ઝડપ થાય એટલી ઝડપથી દોડતો નિકળ્યો.

"રે ભામટાઓ, નીચે આવો તો સારું," ધર્મશાળાવાળો બોલ્યો.

"માફ કરો, મેહેરબાન સાહેબ," **જીમ** હોય તેમ **વેલેનતાઇને** ચીમનીમાંથી સાદ કાઢયો. "તમો તો કાંઇ જબરા સાલેસાઇ અને લાયકીવાળા જણાવો છો.

"જો તમો બહાર નહિ આવશો તો હું તમને બંદુકે ઉરાડી મુકીશ," ધર્મશાળાવાળો બોલ્યો.

"પણ દારૂગોળાનું ઠેકાણું કયાં છે ?" ગેબી જો બોલતો હોય તેમ અવાજ થયો.

સિપાઇ આ વખત અંદર દાખલ થયો, અને તેણે સગડી નજદીક જઇ પોકાર કીધો, "ચાલો જવાન મરદો, ચાલો, મને તમારૂં કાંઇ કાંમ છે."

"અમારૂં કાંમ છે ?" એક જનનો સાદ નિકળ્યો.

"પટપટારૂં છોડી દો, અને હેઠળ આવો," સિપાઇ બોલ્યો. "નહિ તો સિપાઈ સાથ ચેડાં કાઢવાનો સ્વાદ કેવો હોય છે તેતો તમને ખબરજ હશે."

"ખચીત ! પણ એમને તે સ્વાદ માલુમ નથી."

"નહિ એમ કાંઈ તેઓ ઠેકાણે આવે નહિ," સિપાઈ બોલ્યો, "લાવતો એક લાંબી ઝાડુ લાવ તો."

એક ચાકરડી સાવરણી લેવા ગઈ, એટલામાં એક બીજો સિપાઈ અંદર દાખલ થયો. તેને પેલા આવેલા સિપાઈએ કહ્યું, "સ્મીથ, જા અને પેલી ચીમનીને મઠાળે ચઢી ત્યાં ઉભો રહે કે તે રસ્તે કોઈ નાહાશી જાય નહિ !"

"કેમ હવે" સિપાઈ હાથમાં લાંબી ઝાડુ પકડી બોલ્યો, "હવે હેઠળ આવવું હોય તો આવો નહિ તો આપો આપ ઉતરવું પડશે."

આ સખુનના જવાબમાં ચીમનીમાંથી ધિક્કાર ભરેલો હસવાનો અવાજ નિકળ્યો જેથી તે એટલો ઉશકેરાઈ ગયો કે તાબડતોબ પેલી લાંબી સાવરણી ચીમનીમાં ખોસી દીધી પણ ખોસે શું કે તુરતજ મેસના ઢગલે ઢગલા તેના મોંહો ઉપર પડયા જેથી તે તદન ગુંગલાઈ ગયો. તે ઉપરા સાપરી છીકવા અને ઠુકવા મંડી ગયો.

"કેમ સાહેબો, હવે શું કહો છો ?" ચીમનીને મઠાળે ચઢેલો સીપાઈ બોલ્યો. "ઉપર ચઢવાનો કે નીચે ઉતરવાનો વિચાર રાખો છો ? બોલો કહી દો !"

હેઠળ રહેલો સિપાઈ તો દમબદમ છીકયાજ કરે, છીકે અને ઠુકે અને ચીમનીમાં ભરાયલા શખસોને મેસ ભરવામાં કાંઈ બાકી નહિ રાખે. પાણી મંગાવી મોઢું સાફ કર્યો પછી તે બોલ્યો "હવે એ લોકોની કમબખ્તી કરૂંછું મારા હાથમાં આવ્યા તો પછી જોઈજ લેવો કે એમના શા હાલ થાયછે. વારૂં જોઈએ હવે તેઓ સમજેછે ? કેમરે હેઠળ આવો છો કે હવે? યાદ રાખજો કે હું તમને આ છેલ્લીવાર કહુછું કે નીચે ઉતરો ?"

"તું કોઈ ઘણો ભોલો દેખાયછે, પણ આપણે તો હેઠળ બી નહિ ને ઊપરબી નહિ જવાના" ચીમનીમાંથી કોઈ જવાબ દેતું હોય તેમ વેલેનતાઇને સાદ નાખ્યો.

"ઠીકછે તયારે જે વખત જાયછે તેમાં તારી સરકસીને માટે તને સ્વાદ ચાખવો પડશે," સિપાઈ બોલ્યો.

આ સખુનના જવાબમાં વળી ચીમનીમાંથી કોઈના હસવાનો અવાજ નીકળ્યો જેથી સિપાઈ અને બીજા એટલા ચિરડાઈ ગયા કે તેઓએ તે ચીમની બાળીને ભસમ કરી નાખવાનો નક્કી ઠડાવ કર્યો પણ તેમ કરવાને તેમનું દિલ ચાલ્યું નહિ; સબબ, તેઓ બીધા કે ચીમનીમાં ભરાયલા ચોરો બળી મરે તો તેમની ઊપર કદાચ ખુનનું બોહોતાન આવ્યા વગર રહે નહિ.

ચોરોને નીચે જીવતા લાવવાને લોકો તરેહવાર ઊપાય સુચવતા હતા, તે મધે એક જને એવું જણાવ્યું કે શેહેરમાં એક કચરાપતી પાસે ચીમની સાફ કરવાનું યંત્ર હતું કે જેની રૂહે ચીમનીમાં જે કાંઈ ભરાયું હોય તે બહાર આવે. એ ઊપરથી તે કચરાપતીને તેના યંત્ર સાથ બોલાવી લાવ્યા. તેણે આવતાંનેવાર પોતાનાં યંત્રની તારીફમાં કાંઈ શબ્દ ઓચર્યા. પછી તે યંત્રને ચીમનીને રસ્તે છેક મઠાળે સુધી ચલાવયું; તેથી પુષ્કળ મેસ ઢગલે ઢગ હેઠળ પડી. હવે આ યંત્રમાં એક ગોલ બ્રશ રહે છે તે જયારે મઠાળાં સુધી ઊપર ગયું કે ચીમનીને મઠાલે ચઢી બેઠેલા સીપાઈએ તેને ચોરના બાલ સમજી મજબુત પકડી બહાર ખેંચ્યું જેથી બ્રશ યંત્રમાંથી બહાર નીકળી આવ્યું અને તેના બાલ તુટી ગયા. તે જોઈ યંત્રવાલો એવું સમજ્યો કે ચોર ચીમનીને મઠાળે હતો તેથી તેણે લોકોને જલદીથી ચીમનીને મઠાળે જવા કહ્યું. લોકો જેમ તેમ બહુ મુશકેળીએ ચીમનીની છેક

ઉપર ચઢયા, પણ થોડા વારમાં કંટાળી નિરાશ થઈ પાછા હેઠળ ઉતર્યા. ઉતરતી વેળા કેટલાક તુટી પડયા અને હાથ પગ વગરના થઈ ગયા. એમ કરતાં સેવટે સર્વે કોઈ અ-જખ થતા લાચારીએ પોત પોતાને ઘર તરફ ફર્યા અને ત્યાં ધર્મશાળાનાં માણસો માત્ર રહ્યાં; તેઓએ એવો ઉ-પાય કીધો કે ચીમનીનું મોઢું એક જાડાં કનતાનથી ઢાંકી નાખવું કે જેથી ડરી ચોરો ચીમનીમાં ગુંગળાઈ મરે. પછી આખી રાત સિપાઈઓ ચીમનીને મઠાળે તથા નીચે બેસી રહ્યા.

**વેલેનતાઈનનો** વાળી તેના કર્તુક અને પ્રાક્ર્મ તથા ચેડાંનું પરીણામ જોઈ મનમાં અત્યંત ગમત મેળવતો હતો. તે હસતો હસતો કંટાલી થાકી ગયો અને **વેલેનતાઈન** સાથ ગાડીમાં બેસી ઘર ગયો.

---

## પ્રકરણ ૭ મું.

### એક કુટુંબી મંડળીની છુપી મસલત તથા ત્યાં થયલો ઠેડાવ.

વૉલતરને પોતાના દીકરા સાથ આવતાં જોઈ **મીસીસ ગુદમેન** બોલી. "કેમ, મારા પ્યારા, હું અને **મીસીસ હોરેસ** ત્યારની તમારી રાહ જોતાં બેઠાં છિએ. **જુલીઆનો** એવો વિચાર છે કે તમે તમારી યુકિતમાં નિષ્ફળ થશો".

"તેણીએ બરાબર કહ્યું છે," **વૉલતર** ખુરશીપર બેસતાં બોલ્યો.

"બરાબર?" **મીસીસ ગુદમેન** બોલી શું પેલા જુવાન ચીઠરેહાલ દુકતાને તમે હાથમાં લાવ્યા નહિ? બોલો **હોરેસ**! મને જવાબ દેવો."

હોરેસે દોકું ઢુણાવ્યું.

"અરે!" તે ઘરડી સ્ત્રી બોલી "તે હજી આવ્યો નથી ત્યારે?"

"પણ તેતો આવ્યોછે," હોરેસ બોલ્યો " અને કાકા સાથેછે!"

પેલી ઘરડી એક ખુરશીપર બેઠી.

"અફશોસ!" મીસીસ હોરેસ બોલી તે સ્ત્રીએ નિષ્ફલ થવાની આગમચથી અટકળ બાંધી હતી. "એટલા અસાવધ તમે કેમ રહ્યા!"

હોરેસે બધી રીતની સમજ આપી ખુલાસો કીધો, એટલે તે ઘરડી સ્ત્રીએ આંખમાં આંસું આણ્યાં. વૉલતરે જેમ તેમ કરી પોતાના પગ માહેથી બુત કાઢયાં.

"ત્યારે તમે તે કંગાલને નજરે નજર દીઠોછે?" તેણીએ ધિક્કારમાં પુછયું.

"અલબતાં," હોરેસે જવાબ દીધો.

"ત્યારે તો હવે કાંઈ કરવું જોઈએ, નહિ તો કે મને દર લાગેછે કે આપણાં કુટુંબનો પૈસો તેના હાથમાં જતો રેહશે."

પૈસાનું નામ સાંભળતાંજ વૉલતરનું દિલ ઉશકેરાઈ આવ્યું. તે તેબલની નજદીક આવ્યો અને કાંઈ વિચારમાં પોતાના હાથ તેના ઉપર મુકી બોલ્યો. "અલબતાં, કાંઈ થવું તો જોઈએ. ગુદમેન ઉપર જે તે પોરીઆએ અસર ઉત્પન કરીછે તે આપણે જોઈછે. મેં ખુબ રવેશે તે બંધેના ચારામારા દીઠાછે. કાંઈ ફકર નહિ હું એનો જલદીથી નિવેડો આણુછું. નહિ તો કે ગુદમેન પોતાની સઘળી દોલત જરૂર તેને હસ્તગત કરી તેને પોતાનો વારસ નેમશે."

"અને શું ત્યારે આપણે તે પોરીઆનાં ફરમાનનમાં રહીએ કે?" મીસીસ વૉલતર બોલી.

તે કરતાં બેહેતર કે તેમ થતુંજ અટકે!" હોરેસે જવાબ દીધો. "હું ગુદમેનનોજ રસ્તો કરૂંછું."

એ રવેશે કેટલાક દિવસ વહી ગયા; અને એક રોજ વેલેનતાઇન કેડે બહાર ફરવા ગયો હતો જ્યારે કોઈ બે શખસ ગુદમેનના ઓરડામાં દાખલ થયા. તે તેમને મુદલ ઓળખતો ન હતો.

"કેમ સાહેબ કાંઈ ફરમાસ?" ગુદમેને પુછયું.

"સાહેબ અમે દાકતર છિયે અને તમારા વાસ્તે આવ્યા છિયે."

"મારા માટે!"

"હા, સાહેબ, અમને ખબરછે કે તમારૂં દયાન ઠેકાણે નથી."

"મારૂં દયાન ઠેકાણે નથી!"

"હા સાહેબ, એવું અમે સારી પેડે જાણીએ છિયે.

"વારૂં, પણ કાંઈ બીજું કામ છે કે?"

"એજ કામ ઘણું મોટું છે."

"જાઓ, બાપુ જાઓ, અંહિથી."

"અમારાથી જવાય એવું નથી. એ કામનો જલદી ચાંપતો ઉપાય કરવાને માટે અમને બોલાવ્યાછે."

"પણ એમ એટલી બધી મેહેરબાની કયા નેકબખ્તે તમને કરવા ફરમાવીછે."

"તે અમારાથી કહેવાય એવું નથી."

"પણ જ્યારે કોઈ બીચારાએ આટલી બધી મારી ઉપર નવાજેશ કરી ત્યારે તેનું નામ મને કહેવામાં તમને અડચણ શી છે?"

"તમને ફરીથી અને છેલ્લી વેળા કહીએ છિયે કે તેમ કરવાને અમે કાંઈ બંધાયલા નથી."

"એમજ છે તો મેહેરબાની કરી જેઓએ તમને મોકલ્યા હોય તેમને જઈને કહો કે મારી તનદરોસ્તીની સંભાળ હું પોતે લઈ શકીશ. તેમને એટલી કાલજી કરવાની કાંઈ અગત્ય નથી."

"તમે પાદશાહી કુટુંબને લગતા છો?"

"સાહેબ, એક જઈફ આદમીનું એ રવેશે અપમાન કરવું સારૂં નહિ કહેવાય."

"થંડા પડો, સાહેબ!" એક દાકતર બોલ્યો.

"હું થંડો પડું!" ગુદમેન બોલ્યો "કેમ તમે મને મુર્ખ સમજોછો કે શું? તમને અત્રે કોણે મોકલ્યા તે તો જરા મને કહો?"

તેઓ આ પ્રમાણે તકરાર કરતા હતા એટલામાં વેલેનતાઈનનું ત્યાં આવવું થયું.

"મારા પ્યારા બેટા" ગુદમેન વેલેનતાઈન તરફ જોઈને બોલ્યો. "મારૂં મોટ્રું અપમાન થયું છે. આ બે પુરષો મને બહુ તોબા પાડે છે."

"ભાઈ સાહેબ, અમે તો એને એટલું પુછીએ છિયે. કે એ પાદશાહનો સગો થાયછે કે નહિ"

"પણ એવો સવાલ કરવાનું કારણ શું?" વેલેનતાઈન ચિરડાઈને તથા ડોળા ધુરકીને બોલ્યો.

"કારણ કે અમને એવી ખબર મળેલી છે કે એણે પાદશાહના તાજ ઉપર દાવો કીધોછે," એક દાકતર બોલ્યો.

"અને અગર તમને એવી પણ ખબર મળી હોય તો શું થયું?" વેલેનતાઈને પુછ્યું "તેમ કીધાથી કાંઈ તમારૂં દાપું એના ઉપર છે કે? એમાં તમને વચમાં પડવાનું શું કારણ? તમને એમાં શું લાગેવલગે? (ગુદમેન તરફ ફરીને) કેમ સાહેબ, આ ગ્રહસ્થોને અતરે પોતી રાખવાનો તમારો વિચાર છે કે?"

"નહિ મુદ્દલ નહિ," ગુદમેને જવાબ દીધો "હું તો એવું ઈચ્છું છું કે એઓ ક્યારે અહિંથી પતે?"

"ત્યારે સાહેબો, તમે તસદીર લઈ મારી સાથ બારણાં ભણી ચાલો," વેલેનતાઇને દાકતરોને કહ્યું.

"અમે અત્રે એક જાહેર ફરજ બજાવવા આવ્યા છિયે; અને તેથી અમારી મરજી પડશે ત્યારે જઈશું," એક દાકતર બોલ્યો.

"તમે એકદમ અત્રેથી જાઓ," વેલેનતાઇન બોલ્યો.

"શા માટે?" એક દાકતર બોલ્યો.

"એટલાજ માટે કે અગર તમે જશો નહિ તો તમને ધક્કા મારી બહાર કાઢવાની મને મેહેનત પડશે."

આ શબ્દ ઉપરથી દાકતર બાઉલીમઉત અને દોબે અનકારાથી હસવા માંડયું. તેઓએ વેલેનતાઇનની ધમકીની બહુ ટકોર કીધી; પણ જ્યારે છેલ્લાએ એકને ગરચીમાંથી પકડી નીચે ધુલમાં ગોટાં ખાતો કીધો ત્યારે તેઓને વેલેનતાઈનનાં જોરની ખબર પડી કે તે કાંઈ પોતાના દેખાવ મુજબ કમજોર ન હતો. પોતાના સાથીને અફળાઈને જમીન ઉપર પડેલો તથા વેલેનતાઈનનું ઘૂંટણ તેની દુમ ઉપર મુકેલું જોઈને દાકતર દોબ વેલેનતાઈન ઉપર ગુસ્સાથી ધસ્યો. તે મામલો જોઇ ગુદમેન વેલેનતાઈનની મદદે ઉઠયો; પણ તે કામે લાગે એટલાં વેલેનતાઈને પેલા દાકતરના પગ પકડી તેને તેના દેફશી સોબતીની ઉપર પટકી નાખ્યો.

"આ દેફસીને પડેલો રાખજો એને ઉઠવા દેશો ના," વેલેનતાઈન ગુદમેન તરફ જોઈને બોલ્યો. તે પેલા દાકતર દોબને ધસડતો ધસડતો બારણાં આગળ લઈ ગયો અને બારણું ઉઘાડી તેને ઘસડીને મોહોલ્લામાં નાખી

આવ્યો, અને દેફસી ગમ જોઈને બોલ્યો "કેમ દફલમી-આં તમારે તમારી મેળે ચાલીને બહાર જવું છે કે મને તસદીર આપવી છે?"

અલબતાં દાકતરે છેલ્લી રીતે જવાનું પસંદ કીધું; પણ એક વેળા બહાર ગયા પછી તે ગુદમેન તરફ ડોળા ધુરકી બોલ્યો "યાદ રાખજે, ગુદમેન, કે તને આ માટે ભારી મોસવું પડવાનું."

દાકતરોના જવા પછી કેટલેકવારે વૉલતર અને હોરેસ દાખળ થયા જેમની આગળ ગુદમેને પોતા ઉપર ગુજરેલો સઘળો હેવાલ કહ્યો, જે સાંભળી તેઓ ખરેખર અચરત થતા દેખાયા. ગુદમેને વળી તેમને એવું કહી જણાવ્યું કે તે અને વેલેનતાઈન ગ્રેવેસેન્દ તરફ જનાર છે; એટલુંજ નહિ પણ વ્હાણ કેટલે વાગે ઉપડનાર છે તે પણ ચોકસ તેણે જણાવ્યું.

---

## પ્રકરણ ૮ મું.

### ભેદી જમી; એક ગ્રહસ્થનું વિચારમાં ગીરફતાર થવું; ઇતાલીઅન ઓપેરાના સ્તેજ ઉપર વેલેનતાઇનનો દેખાવ.

જ્યારે પોતાનાં કામકાજનાં કાગળયાં ગુદમેને બરાબર ગોઠવ્યાં ત્યારે તે અને વેલેનતાઇન કોરનહીલ જવા નિકળ્યા. રસ્તામાં ગુદમેનને એક બેંકમાં કાંઈ કામ હતું તેથી વેલેનતાઇનને તેણે બંદર ઉપર ફરી હરી થોડો વખત ગુજારવાને મોકળ્યો. અરધો કલાક વહી ગયો નહિ એટલામાં ગુદમેન પોતાનું કામ પુરું કરી બંદર તરફ ચાલ્યો. પણ વ્હાણ ઉપડવાને હજુરે અડધા

કલાકની ખોતી હતી તેથી તે ધીમે પગલે એક આડે-રસતે નિકળ્યો; પણ તે થોડેક દુર ગયો નહિ એટલામાં બે મજબુત કદાવર શખ્સો તેની સાંમે આવી ઉભા.

"આજનો દિવસ ખુલ્લો છે, સાહેબ." એક શખ્સ બોલ્યો.

"ખુલ્લો છે." ગુડમેન તેમની આગળથી દુર થવાની કોશેસ કરતો બોલ્યો. "આજ ઘણો ઉગાડ છે."

"તમે અમારી સાથ ફરવા આવો, આપણને ગમત મળશે," તેજ શખ્સ ગુડમેનનો જમનો હાથ પકડી બોલ્યો.

"એમ શું કરો છો?" પેલાના હાથમાંથી પોતાનો હાથ છોડવવાની કોશેસ કરતાં ગુડમેન બોલ્યો.

"અમે શું કરીએ છિયે; અમે તો એટલીજ તમને અરજ કરીએ છિયે કે અમારી સાથ ફરવા આવો કે આપણને સોહોવાઇ જાય."

આ વખત તેમની નજદીક એક શીગરામ આવી ઉભી.

"ખોદા ખાતર મને જણાવો કે આ બધાંની મતલબ શી છે," ગુડમેને પુછયું.

"લેવો ચાલો, ચાલો, જલદી કરો, સર્વે ફુરતાજ છોડી દો, એ અમારી આગળ નહિ ચાલે," પેલા શખ્સો બોલ્યા.

"અએ ભલા શખ્સો, તમે કોઇ મોટી ભુલમાં ગોતું ખાતા હોવ એમ જણાય છે," ગુડમેન બોલ્યો, "બેશક તમે કાંઇ ભુલ કરો છો."

"જરાબી નહિ, ભુલ ખુળ શું, ખરી છે, તમારૂં નામ ગુડમેન નથી ભલા?" એક જણે પુછયું.

"અલબત મારૂં નામ ગુડમેન છે. પણ—"

"પણ ને પણ, સઘળું ઠીકજ છે—તમે તો ચીનના

શેહેનશાહના પીત્રાઇ લાગો છોની? જો એમજ હોય તો તમે એક ગ્રહસ્થ તરીકે આ ગાડીમાં બેસો."

"પણ હું કાંઇ બેસનાર નથી," ગુદમેને જવાબ દીધો.

એ સખુન ગુદમેનનાં મોહોડાંમાંથી નિકળતાંજ પેલા બંધે જને ગુદમેનને ઉંચકી ગાડીમાં નાખ્યો. ગુદમેને બુમ પાડી. એક ગ્રહસ્થ ત્યાંથી જતો હતો તેની તરફ જોઇને તે બોલ્યો. "મદદ કરો, અએ ભલા ગ્રહસ્થ! ખોદા ખાતર આ ચંડાળના હાથમાંથી મને છોડવો?"

"એ શું ભાંજગડ છે," પેલો ગ્રહસ્થ નજદીક આવી બોલ્યો.

પેલા શખ્સોએ તેને ઇશારત કરી ગુદમેનને દિવાનો જણાવ્યો. તે સાંભળી તે ત્યાંથી ચાલી ગયો.

ગુદમેને બીજા જતા આવતા શખ્સોને અરજ કીધી પણ સઘળાઓને પેલાઓએ સમજાવ્યા જેથી તેઓ માત્ર દયા ખાઇ ચાલી ગયા. એ પછી પેલાઓએ ગુદમેનનાં મોહોડાંમાં ડુચા દાબ્યા એટલે બિચારો ગુદમેન લાચાર થઇ પડયો.

આનીગમ જ્યારે એ રવેશે ગુદમેન ઉપર જબરી ચાલતી હતી ત્યારે વેલેનતાઇન બંદર ઉપર તેની રાહ જોતા ઉભો. તે સનવારનો દિવસ હતો અને સેંહેકડો લોકો જેઓ સોમવારને દિવસે સેન્દ તરફ કામકાજને અર્થે આવતા તેઓ દર સનવારે પોતાના કુટુંબને તે રાત્રે જઇ મળવાની ઉમેદમાં વહાણ ઉપર આવતા હતા. તુટક ઉપર જરા પણ જગા બાકી ન હતી. કેટલાક લોકો અઠવાડીક પત્રો વાંચતા હતા; કેટલાક પોતાનાં કામકાજનાં કાગજ્યાં કાઢી તપાસતા રોકાયલા હતા. બીજાઓ કંમરે હાથ દઇ ભરતીનો વધારો તપાસતા હતા.

આખરે આખાં વહાણ ઉપર ગડબડ ચાલી રહી; કેપ્તન પોતાની જગા ઉપર જઇ ઉભો અને ચોકસ દોરડાં બરબર કરવાનો હુકમ કરવા લાગ્યો. **વેલેનતાઇને** વહાણ ઉપડવાની દરેક તૈયારી થયલી જોઇ ત્યારે તેની ધીરજ રહી નહિ. તે એવું સમજયો કે ભીડની અંદર **ગુદમેન** તેને મલ્યો ન હશે તેથી તે વ્હાણ ઉપર ચઢી બેઠો. તે તુટક તેમજ "કેબીન" ઉપર ફરી વળ્યો પણ કેઠે તે મળ્યો નહિ, તેથી તે હમણાં આવી પહોંચશે એવી ઉમેદમાં વ્હાણનાં પડખામાં જઇ ઉભો; પણ એટલામાં કેપ્તાને વ્હાણ ઉપડવાની સિગનલ આપી.

"માત્ર એકજ મીનીત, મેહેરબાન કેપ્તાન," **વેલેન-તાઇન** બોલ્યો. "એક પલમાં એક મિત્ર આવી પહોંચશે."

"ચાલો, પોરીઆઓ, હુશિયાર થાવો?" અને તેનાં માણસોએ દોરડાં ઉખેડવા માંડયાં; જ્યારે **વેલેનતાઇન** એક ઉંચી જગા ઉપર ચઢી ઉભો. તેણે નક્કી ઠડાવ રાખ્યો હતો કે કોઇબી રીતે વ્હાણને ઉપડતું અટકાવવું."

"કપ્તાન," **વેલેનતાઇને** બુમપાડી. "હોલ્લો, એ કોણ!"

"આફીસવાલા ઓરડામાં જલદી આવો!" **વેલે-નતાઇને** સાદ માર્યો.

"કાં, આપણ ઉપડીએ છિયે—અને આફીસમાં શું કામ છે? એ કોણ બોલાવે છે?

"એક માલેક, અહિં આવો! તમને આવવુંજ જોઇએ."

"માલેકને તોપે ઉશડો!" કપ્તાન ચિડાઇને બોલ્યો. "સબર, સબર, જરાવાર મજબુટ પકડી રહો, કોણ જાણે શું હશે!"

**એટલું બોલી કપ્તાન વ્હાણ ઉપરથી ઉતર્યો અને આફીસમાં ખુશી થતો દોડયો.**

વેલેનતાઇને હવે ઉલટથી ગુદમેનની રાહ જોઇ, અને એક જન દોડતો બંદર તરફ આવતો હતો તેટલાં કપતાન વ્હાણ ઉપર પાછો આવ્યો, અને ચિરડાઇને બોલ્યો—"એ કયો કમબખ્ત બોલ્યો હતો કે મને આ-ફીસમાં બોલાવેછે?"

કોઇએ કાંઇ જવાબ આપ્યો નહિં તેથી તે ચીરડા-ઇને બોલ્યો, "મારા હાથમાં જો તે આવે તો તેને નદીમાં નાખી નહિ દેવું તો મારૂં નામ કપતાન નહિ." એટલું કહી તેણે વહાણ ઉપાડવાને વાસ્તે સિગનલ આપી.

ગુદમેનને બીજી થોડીક મિનીત આપવાનો વેલે-નતાઇનનો ઠેડાવ હોવાથી જેવી સિગનલ થઇ કે સુકા-નની નીચે અવાજ ફેંકી બોલ્યો "મદદ! મદદ! મછવો! મછવો! અરે કોઇ આવો, આવો!" એ બોલ તે એટલા જોરથી બોલ્યો કે એક પલમા બંદર ઉપર ઉભેલા લોકો તેમજ વ્હાણના ઉતારૂઓએ તે બુમ ઉંચકી લીધી. તર-તજ મછવા હેઠળ ઉતારવામાં આવ્યા, તેમજ બીજા મ-છવાઓની પણ દોડ ચાલી રહી. વહાણની આસપાસ મછવાઓ ગોળ ફરવા લાગ્યા. ઉતારૂઓ નજર ખેંચી જોતા રહ્યા. સઘળાઓનાં દિલ ઉશકેરાઇ આવ્યાં.

"રે બીચારો જીવડો!" એક મજબુટ બાંધાનો જઇફ પુરૂષ બોલ્યો, "રે રે બિચારો ડુબી મુઓ!"

"મદદ! અહિં, અહિં, અહિં!" વેલેનતાઇને સાદ કાઢયો. વળિ મછવાઓની દોડાદોડ જે બાજુએથી અવાજ નિકળતો હતો તે તરફ ચાલી રહી, અને વ્હા-ણના ઉતારૂઓ એક બાજુએથી બીજી બાજુએ ટીંગાતા થયા.

"કયાં, તું કયાંછે, ભાઈ?" એક મછવાવાલો બોલ્યો.

"અહિં!" વેલેનતાઇન બોલ્યો.

"ધાવો! ધાવો! સુકાણુ તરફ ફરો"! કપતાન ઉતાવળથી બોલ્યો. "હુશિયાર થાવો!"

મછવાઓ સુકાણુ તરફ ધસ્યા.

"મળ્યો કે?" કપતાને મછવાવાલાઓને પુછ્યું. "મળ્યો કે?"

"તે અમને કેહે નજર પડે એટલુંજ અમે માંગીએ છિયે."

"અરે આવોરે, જલદી કોઇ આવો!" વેલેનતાઇને સાદ કાઢયો.

"ક્યાં, ભાઇ, ક્યાં—તું કેણી તરફ છે?" કપતાને પુછ્યું.

"ચાક આગળ," વેલેનતાઇને દબાયલો સાદ કાઢયો.

"ચાલો, ચાલો, પોરીઆઓ પઇડાં તરફ ધાવો, હુર્રે, સાબાસ!" કપતાન ખુશી થતો બોલ્યો. તેની ખાત્રી થઇ કે હવે કોઇ જરૂર હાથ લાગવાનો.

"આણી તરફ આવો, આણી તરફ આવો," માલમનો સાદ કાઢી વેલેનતાઇન બોલ્યો.

વળિ પાછા મછવાવાલાઓ ધકેલામાં પડયા. ચાક આગળથી સુકાણુ તરફ અને સુકાણુ આગળથી આગલી ગમ થાકી ગયા ત્યાં સુધી તેઓએ હલ્લેસાં માર્યા કીધાં. કપતાન દુરથી માલમ તરફ જોય અને માલમ કપતાન તરફ અચરતીની નજર ફેંકે પણ કાંઇ પટો હાથ લાગે નહિ. બિચારા ઉતારૂઓમાં ધક્કા મુક્કી આથકા ઉચકી ચાલી રહી. તેઓ એક ગમથી બીજી ગમ ડુબતા માણસને જોવાની ઉલટમાં દોડતા ફરે. વેલેનતાઇનના દરેક સાદ વેળા ધસારો એટલો જોસથી થાય કે તું મારી ઉપર અને હું બીજા ઉપર ખડીઆ મુડી થવા જેવો બનાવ ચાલી રહ્યો.

એ રવેશે ગડબડ મચી રહી; પણ આપણા વેલેનતાઇન જંગીની નજર પોતાના વાળીના આવી પહોંચવા તરફ

હતી. તેમાં તે હવે તો તદન નિરાશ બન્યો. વહાણુને અડધો કલાક તેણે ખોતી રાખ્યું હતું, અને હવે તેને વધારે વખત ખોતી રાખવાનું ઠીક લાગ્યું નહિ. મછવાવાળાઓ નદી ઉપર ચોતરફ નજર રાખી રહયા હતા. કપતાન માલમ ઉપર ચિરડાઈ ગયો કારણ કે તેણે મછવાઓ પોતાની તરફ બોલાવવામાં ભુલ કીધી જેથી તે માણસ નીચે ડુબી ગયો. માલમે તેવા હુકમનો ઈનકાર કીધો. ઉતારૂઓ તેમજ કિનારા ઉપરનાં લોકો તો ગોયા તે માણસને ડુબતાં જોયો હોય તેમ તેની વાત ચલાવી રહ્યા.

કપતાને આખરે જોયું કે બિચારા ડુબનારને બચાવવાની કોશેસ તદન બેજા છે તેથી તેણે વ્હાણ ઉપાડવાને હુકુમ કીધો; અને **વેલેનતાઇને** તેનાં મનને કરાર આપવા તેની પછવાડે મોટેથી હસવાનો સાદ નાખ્યો. તેની અસર વિજલીના ચમકારા માનીન્દ થઈ. કપતાન તે હસવાના સાદથી અતિશય તાજુબ થયો. તે સેતાબ ફર્યો. તેની છાટીએ ક્રોધ ઉભરાઈ આવ્યો. તેને અતિશય ચિડ લાગી કે આવાં ગંભીર ટાંકણે કોઈ બેવકુફે હસવાની છાટી કેમ ચલાવી!

"અરે એતો અમસથુ હસવામાં થયું હતું." **વેલેનતાઇને** કપતાનની પછવાડે સાદ નાખયો. "તમો લોકોને માત્ર બેહેકાવા મેં રમુજ કીધી હતી."

"રમુજ!" કપતાન ચિરડાઈને બોલ્યો. "રમુજ!"

"હા, વળી બીજું શું! હું કાંઈ નદીમાં પડયો ન હતો!" **વેલેનતાઇને** સાદ નાખ્યો.

વ્હાણ ઉપડતાંને વાર **વેલેનતાઇન** લાગલો એક મછવામાં કુદી પડયો; અને **ગુડમેન** જે ગ્રહસ્થને ઘેર ગયો હતો તેને ત્યાં ગયો. ત્યાંથી તેને ખબર મળી કે **ગુડમેન** તો ઉતાવળથી કેડે ગયો હતો જ્યારે તે પોતાના

ઘર તરફ ફર્યો એવી આશાથી કે કદાચ કાંઇ અગત્યનાં કામસર ગુદમેનને ઘર જવું પડયું હશે. પણ ગુદમેનનાં માણસોથી તેને ખબર મળી કે તે ઘર તરફ ફર્યો ન હતો ત્યારે તે એવું સમજ્યો કે કદાચ ભુલમાં તે કોઇ બીજાં વ્હાણમાં આગળથી ઉપડી ગયો હશે. એ વિચાર ઉપરથી તેણે બીજી સહવારમાં પોતે જવાનો ઠડાવ રાખ્યો. તેણે પોતાનું જમણ મંગાવ્યું. ખાઇ પી ફારેગ થયો એટલામાં હોરેસ ત્યાં ગભરાતમાં આવી બહાર માણસોને પુછયું કે તેનો કાકો ઘરમાં પાછો ફર્યો હતો કે શું? પણ જ્યારે તેને જણાવવામાં આવ્યું કે તે કોણ જાણે ક્યાં જતો રહ્યો છે ત્યારે તે ખુશી થતો વેલેનતાઇનની નજદીક ગયો અને બોલ્યો. "કેમ શેઠ, તમેતો ગ્રેવેસેન્ડ તરફ બડેખાંઓનાં મંડળમાં જવાના હતા અને અહિં કેમ?"

"હું તે કારણસર ગયો હતો" વેલેનતાઇને જવાબ દીધો "પણ કમનસીબે તમારા કાકાથી વિલો પડયો."

"અને ગુદમેન તરફથી એ સિવાય બીજી આશા રાખવી નહિ," હોરેસ બોલ્યો. "તેવણ અને મારા બાવા બંધેને એ બાબદમાં કાંઇ કહેવુંજ ન પડે. તેઓ હંમેશ હાથતાલી આપવા ચુકતા નહિ તો. એક વખત તેમને હાથમાંથી છટકવા દીધા કે પછી "આરગસની" નજરથી જોયા કરોની પણ તમારૂં કાંઇ વળે નહિ પણ ભાઇ લાવોની કાંઇ પીવાનું છે કે નહિ?"

"હું કસમ લઇ કહું છું કે મને ખબર નથી, પણ બેશક એન થોડોક લાવી આપશે.'' વેલેતાઇને ઘંટડી વગાડી, એનને જવાબ દીધો.

એન અંદર આવી.

"ઓહો મારા ફીરેસ્તા," એનને અંદર આવતી જોઇ હોરેસ બોલ્યો. "જરા પેટમાં ગડબડે છે વાસ્તે

કાંઈ ખાટી મીઠી નજર કરવા કાંઈ હોકવાનું લાવ. તે સાથે જરા મોહોંમાં નાખવાનુંબી લાવજે. ચાલતો ઘરડી ઘોડી."

**વેલેનતાઇને** ઈશારત કીધી એટલે હુકમ બજાવવાને તેણીને કાંઈ વિલંબ લાગો નહિ. તરતજ તેબલ ઉપર બાતલી અને "કૉર્કસ્ક્રૂ" આવી પડયાં; પણ "કૉર્કસ્ક્રૂ" ઉંઘાડવા જેટલી વાર લાગે તેટલીવાર લગણ ખોટી કોણ રહે! એક છરીએ કરી ડોકું ઉરાડયું અને ગલાસો બમપર ભરાયાં.

"**મી० હોરેસ,** જરા "કૉર્કસ્ક્રૂ" લઇ ઉંઘાડતે તો દારુ બગડતે નહિ," **એન** બોલી.

"વારું ચાલ તો જોઈએ એક બીજુ ગલાસ તારે માટે લાવતો, પોરી," **હોરેસ** બોલ્યો. "વાહ! હવે મજાહ પડશે તે ખરી."

"નહિ, મારાથી લેવાય એવું નથી," **એને** જવાબ દીધો.

"કેમ માએ હવે તું પોસ્મોતે (પોતે) આજની રાત કેમ માપવાનો વિચાર રાખે છે!" **વેલેનતાઈનને હોરેસે** પુછયું.

"હું તે કાંઇ જાણતો નથી," **વેલેનતાઇને** જવાબ દીધો.

નહિ તો ફિકર નહિ; મારી મરજી માફક ચાલજે દોસ્ત, કે તારો ડેહેરો પાર થવાનો."

"પણ મને એવી ખબર પડીછે કે તમે આજે 'પારતી' આપવાના છો," **વેલેનતાઇન** બોલ્યો.

"અને એ ખબર ખરીછે," **હોરેસે** જવાબ દીધો. "પણ માંએ, તું કાંઇ એવું ગુમાન લઇ જતોનાં કે હું એવાં ઓખાંઓ સાથ સામિલ થઇશ. તોબાહ! તોબાહ! પણ હા, કાકો ત્યાં સામિલ થતે તો સેવક કાંઇ ચુકતે પુ-

કતે નહિ. તે ઘરડું આખું જરા ઠીક છે. તેને મારા વ્હાલાને હું જેવા સુપરફાઇનવગર વળી ચાલતું નથી. કોઠાં ગેપ. હું હોઉં તો તે ડોપચું મલકાઇ મલકાઈને ફાટી ફુટી જાય છે. વલી એ ધાંખરા ધાંકરીઓની ભીજલસની લપલપી તો જુઓ સતાક ઉપર સતાક. તેબી કેવી! હું તું જેવાઓનેબી ધધરીને તાવ આવે. કેમ દોસ્ત, હાક! લે ઉઠાવ જરા દોર! તારા બાપના સમ. એ સીચા હોજરીઓની પાર્તીની વાત માંડી વાળ. પીવાનામાં પાણી ને ખાવામાં અઠાણાં ને અચારમાં ગોસ્ત-પણ તું ઉઠાવ બીજો મારા દોસ્ત—લે એક "તોસ્ત." આપણે ત્યાં જશું ખરા પણ જરા ચાહે ગરમા ગરમ ગલે ઉતારી પોબારા માપી જશું—પણ તું લેની દિયર ઉઠાવ, હિચકારો શું બનેચપી પી નિકળી જશે જી તો પછી કોઈ નહિ કેહેશે **વેલેનતાઇન** પી, પી. ઉઠાવ અને મારી પાંખ તલે આવ અને પછી જોકે તારા શા હાલ. હું તને એવી જગાએ લઈ જઇશ કે જેની અહિં શું કે ત્યાં શું, કેડે ખબર પડે નહિ."

"તમારી મેહરબાની છે," **વેલેનતાઇન** બોલ્યો.

"ઠીકછે, ચાલ આ બાતલી પુરી કરીએ, અને પેલાં એગીમેગીઓની મંડળીઓમાં જઇએ; પણ ધ્યાન રાખજે કે જ્યારે હું મારી ચીરૂત સળગાવું ત્યારે તું ત્યાંથી વટાણા વાવીજજે એટલે હું તારી પુઠે જમીનને ધુજાવી નિકળીશ."

બાતલી ખલાસ થઇ, એકલા **હોરેસે** તે પુરી કીધી. પછી બંધે તેના બાપને ઘર ગયા. ત્યાં અડધી દજન એબીઅલ ઘરડીઓ પોતાના ધણીઓની રાહા જોતી બેઠી હતી.

"કેમ, **હોરેસ**, તારા બાપ તને મળ્યા કે?

"નહિ," **હોરેસે** પોતાંની માને આંખની ઇશારત કરી જવાબ દીધો. તે તેણીને એક બારી આગળ લઇ

ગયો અને ત્યાં ઘણો વખત સુધી કાંઈ વાતમાં તેની સાથ મશગુળ રહ્યો.

"લેવો, તેઓ આવ્યા," **મીસીસ હોરેસ** બોલી.

"નહિ કદી નહિ. આ ડોકનો અવાજ તેનો નહિ હોય," **હોરેસ** બોલ્યો.

"હું જાણુંછું કે તે તેમનીજ ડોકછે," તેની મા બોલી.

"નહિ તે હોયજ નહિ," **હોરેસે** જીકર કીધી. "હું જાણુછું કે તે બહાર રહી વગર જાણવે ડોકાડોક કરે નહિ."

આ વખતે **વૉલતર** દાખલ થયો. તેનો ચેહેરો ફીકકો પડી ગયલો હતો. તેની નજર **વેલેનતાઇન** ઉપર પડી પણ તેમ કરતાંજ તેને ધ્રુજરાં છુટાં. તે જરા વારમાં સ્થિર થયો. તે **વેલેનતાઇન** સાથ શેકહેન્દ કર્યામાં લાગ્યો; જેમ કરતાં **વેલેનતાઇનને** તેના હાથ અતિશય થંડા થયલા લાગ્યા.

તેની બૈરીને જેવી ધીરજ આવી તેવી તેણીએ પુછયું. "કેમ પેલું કીધું કે?" **વૉલતરે** હા કહ્યું એટલે તેણીએ ભલા **ગુદમેનની** બૈરીને તે ખુશાલી ભરેલી વાત જણાવી." વળતી ચાહ તેબલ ઉપર આવી એટલે સઘળાં તેબલની આસપાસ બેસી ગયાં. પણ **વૉલતરના** ચેહેરા ઉપરથી આ ખુલ્લું જણાઈ આવ્યું કે તેનું મન સ્વસ્થ ન હતું. તેને કાંઈ વિચારો ડંખ મારતા હતા. જ્યારે તેને કાંઈ પુછવામાં આવતું ત્યારે તે હસવાનું ડોળ કરી જવાબ દેતો પણ પછી તરતજ તેનાં મોં ઉપર પાછાં ગમગીનીનાં ચિન્હ પોતાનો દેખાવ દેતાં. **હોરેસે** જેમ **વેલેનતાઇનને** આગળ જણાવ્યું હતું તેમ તે મંડળીના લોક ગોયા કોઈની માહેતમ કરવા મળ્યાં હોય એમ જણાયાં. ગપ્પા સપ્પાતો કાંઈ થોડા નહિ ચાલ્યા. તેનો તો કાંઈ પાર ન હતો, પણ એકુબી બોલ યા વાત નોંધ કરવા

જોગ ન હતી. જેવો ચાહનો દોર પુરો થયો કે **હોરેસે** પોતાની ચીરૂત કાઢી સળગાવી.

"કેમ તમે ચીરૂત પીવા કાઢી ?" **મીસીસ હોરેસ** બોલી.

"બાઇ, તેની તમારે કોઇએ દરકાર કરવી નહિ." **હોરેસ** બોલ્યો.

એટલું બોલી **વેલેનતાઇનને** ત્યાંથી નિકળવાની રાહ જોતો તે બેઠો.

---

## પ્રકરણ ૯ મું.

### વેલેનતાઇનનો એક નાટકશાળામાં દેખાવ.

**વેલેનતાઇન** પોતાનો ચાહનો પ્યાલો તમામ કર્યા પછી મંડળીને સલામ કરી બહાર નિકળ્યો. થોડેક વારે **હોરેસે** પણ તેની પુઠ પકડી.

તેઓ બંધે **લીસતર સ્કુએરમાં** જઇ પહોંચ્યા. "મને લાગે છે કે આપણે હવે વખતસર જઇ લાગશું કે **મી૦ લેધરલંગ્સ** આપણને મલશે," હોરેસ બોલ્યો, "દોસ્ત, તે જો આપણને મલ્યો કેની તો પછી જરા પેટમાં નાખવાનો પેહેલો તડાકો તો તેને ત્યાંજ પડવાનો."

"કોણ? **લેધરલંગ્સ** ! તે વળી કોણ છે ?" **વેલેનતાઇને** પુછ્યું.

"એ તો તેના ધંધા ઉપરથી તેનું નામ પડ્યું છે. તેનું ખરૂં નામ તો **ગ્રાઉલઅવે** છે. તે "ઓપેરા તૃપ" કુંપનીનો મુરબી છે, અને એક ઘણો બાહોશ ગ્રહસ્થ છે."

એમ કરતાં **વેલેનતાઇનને** એક નજીસ ઘરમાં **હોરેસ** લઇ ગયો. ત્યાં એક અંધારા રસ્તે થઇ એક પાછળા

ઓરડામાં તેઓ ગયા. ત્યાં શું હતું શું નહિ તે વેલેન-
તાઇન જોઇ શક્યો નહિ; કારણ અંધારૂં તો કહે મારૂં
કામ, પણ હોરેસે તાબડતોબ એક શખ્સનો હાથ પકડયો
અને શેકહેન્ડ કરી તેનાં અને વેલેનતાઇનનાં ઓળખા-
ણ કરાવ્યાં.

"કેમ ભાઇ, શું લેવાની મરજી છે," મી૦ ગ્રાઉલઅવેએ પેહેલો સવાલ કાઢયો.

"જે તમારે ગમે તે," હોરેસે જવાબ દીધો.
"તમે આ શું ઉઠાવો છો?

"લેવો અડધો તમે લેવો," ગ્રાઉલઅવે બોલ્યો.

"નારે બા, આપણને તો એ ભારી પડે," હોરેસ બોલ્યો, "મને તો જરા બ્રાન્ડી હશે તો ચાલશે."

બ્રાન્ડીને આવતાં વાર લાગી નહિ. હોરેસે ફરૂકા માર્યા અને કહ્યું, "અમને આજે "સીનરીની" પછ-
વાડે "સ્તેજ" ઉપર બેસવાનો વિચાર થાય છે, જો તમા-
રાથી કાંઇ મેનીજ થઇ શકતી હોય તો મેહેરબાની."

"ઠીક છે, ચાલો પણ તમને ત્યાં બેસવા નહિ ગમશે, અને ત્યાંથી મજાહ પણ નહિ લાગશે, કારણ કે પરદા તમામ ખરાબ થઇ ગયા છે," પેલો શખ્સ બોલ્યો.

"પણ આપણે આગળથી તીકીતના પૈસા આપીએ કે ખરાબ નહિ લાગે," વેલેનતાઇન બોલ્યો.

હોરેસને તેની ભોલાઇ તરફ હસવું આવ્યું. તે બોલ્યો, "જે દરવાજે આપણે જઇએ છિયે ત્યાં કાંઇ તીકીત લેતા નથી."

"પણ ત્યારે આપણે બ્રાન્ડીના પૈસા રોકડા આપીએ તો સારૂં," વેલેનતાઇન બોલ્યો.

તેણે એટલું બોલતાં પોતાની પાકીત ઉંઘાડી, અને પૈસા કાઢી આપ્યા. તેની પાકીત ભરેલી જોઇ ગ્રા-

**ઉલઅવે** હરખાયો અને મનમાં બોલ્યો "વાહ! આવતા રવિવારે આપણા છક્કા છે." તેણે તાબડતોબ **વેલેનતા-ઇનને** તીકીત દેખાડી જેમાંથી ઓછામાં ઓછી પાંચ લીધા વના **વેલેનતાઇનને** ચાલ્યું નહિ.

**ગરાઉલઅવે** આઇતા રૂપીઆ મલવાથી મલકાતો તેમને નાટકીઓને રસતે લઇ ગયો. ત્યાં ઘણાક નાટકીઓ સોંગ લેતા હતા. બંધે જન ખુરસીઓ ઉપર બેઠા. તેઓને **મી૦ ગરાઉલવેએ** કાંઈ સોંગ લેવાને વિનંતી કરી. કેટ-લીક આણાકાણીએ **વેલેનતાઇને** ચોરનો સુહાંગ લીધો. મોહોડે રંગ લગાડી જોય શું કે જે ખુરસી ઉપર **હોરેસ** બેઠો હતો ત્યાં તેણે તુર્કી લેબાસમાં એક શખસને જોયો.

કેટલીક વારે નાટક શિરૂ થયો. ચોરોની ટોળી માહેલા એક તરીકે **વેલેનતાઇન** નાટક તખ્તા ઉપર નિકળ્યો. ત્યાં એક સ્ત્રી પોતાનો ભાગ બજાવતી હતી. તેના રાગની મો-હનીમાં એક બાક્ષમાં બેઠેલો એક ગ્રહસ્થ ખુબ ગીરફતાર થયો હતો. તે ખરાં જીગરથી સાબાસીના પોકાર કાઢતો હતો; તોપણ તે હદની બહાર જતો ન હતો.

તેને એ રવેશ જોઇ આપણા **વેલેનતાઇનને** પોતાની અસર અજમાવવાની તક મલી. પેલા ગ્રહસ્થનો સાદ કા-ઢી તે બોલ્યો, "વાહવા, શીરેસ્તો! અરે! ખુબસુરતીની દેવી! આ જેવું ગીત મેં કોઇ દી સાંભલ્યું ન હતું! રંગછે! વાહવા રંગછે! લે, લે! સાબાસ! સાબાસ!"

"ચુપ! ચુપ!" કાંઇ હજારો લોક એક દમ બોલ્યું.

"હું તમને કહુંછું કે પેલીનો કંઠ ઘણોજ મધુર છે! તમે કદી એવો મધુર રાગ સાંભળ્યો હતો? સાબાસ! રંગછે! ઠોકો! લોકો ઠોકો! પાડો તાલી!" પેલો ગ્રહસ્થ બોલતો હોય તેમ **વેલેનતાઇને** સાદ કાઢયો.

પેલો ઠીંગણો ગ્રહસ્થ જેનો સાદ **વેલેનતાઇન** કાઢતો હતો તે પોતાની મુંછના આંકડા મરોડતો નિર્દોષદિલે સઘળો તમાશો જોયા કરતો હતો.

"ચુપ! ચુપ!" વળી સઘળી તરફથી પોકાર ઉઠયો; અને દરેકની નજર હવે તે ગ્રહસ્થની તરફ ખેંચાઇ.

"છી!" **વેલેનતાઇને** ચાલુ રાખ્યું, "શું પેલીનો રાગ મધુર નથી? અને એટલું કહેવાનો મને હક્ક નથી. આજના ગીતને અડધે હિસ્સે મધુર ગીત તમે કોઇ કાલેબી સાંભળ્યું હતું? એણી કોઇ પ્રતાપી જીવડો છે—હા! હા! વાહુવા! વાહુવા! લેલ્લે! લેલ્લે!"

"ચુપ!" ઘણાક લોક ઉશકેરાઇ જઇ બોલ્યા.

"હું ફરીથી કહું છું," **વેલેનતાઇન** બોલ્યો "એ કોઇ મહા પ્રતાપી જીવડો છે."

"ચુપચુપ, બહાર કાઢ! છાકટો" વગેરેના મોટા પોકારો સઘળી તરફથી ઉઠયા. જ્યારે પેલો નિર્દોષ અને બેખબર ગ્રહસ્થ મનસે તાજુબ થતો હતો કે સઘળા તેના તરફ "ઓપેરા ગ્લાસ" શું કામ ટાંકતા હશે.

એ સઘળો વખત નાટકનું કામ તદન અટકયું. પેલી સ્ત્રી જેવી ઢપમાં ઉભી હતી તે ઢપ બદલી શકાય નહિ એવું હોવાથી પરદો નાખવાની ફરજ પડી.

જેવો પરદો પડયો તેવાજ કોઇ બેખબરા પેલા ગ્રહસ્થ આગળ ગયા, અને તેને તેની ચાલ માટે શિખામણ દેવા લાગ્યા. તે શખસો આગળ પેલો ગહસ્થ પોતાનું નિર્દોષપણું જણાવતો દેખાયો. પેલા શખસો તેના ઢોંગ તરફ પોતાની અચરતી જણાવી તેને ખુબ ઠપકો આપતા હતા; પણ પેલો ગ્રહસ્થ સાફ કેહેતો હતો કે તેણે કાંઇ પણ તરેહની હરકત કરી ન હતી. એટલું છતાં પેલાઓ સોગંદ ઉપર સોગંદ ખાઇ બોલતા કે તેણેજ સઘળી ત-

શાંહની હરકત કરી હતી. તેજ રવેશે પેલો ગ્રહસ્થ પણ સોગંદ ખાઇ પોતાનું તદન નિર્દોષપણું જણાવતો અને પેલા શખસો તેની ઉપર જુઠા સોગંદ ખાવાનું બોહોતાણ મુકતા હતા. તેઓ તે જેવા એક મ્હાન પુરૂષને જીઆદા તે શું કરી શકે? કરવામાં એટલુંજ કે તેઓએ તેને ફરીથી એ રવેશાની હરકત નહિ કરવાને ચેતાવી ત્યાંથી ચાલતી પકડી.

પેલો ઠીંગણો ગ્રહસ્થ ત્યાંથી જતો રહ્યો તેથી સઘળાઓ નરમ પડયા, અને પરદો ઉંચકાયો; અને ખેલ પાછો ચાલુ થયો.

એમ કરતાં જયારે વિસામા વાસતે પરદો પડયો, ત્યારે **વેલેનતાઇને** વિચાર કર્યો કે એવે વખતે નાટકી આશક માશુકો પરદાઓની પછવાડે જે એકમેકને વળગી ભેટી ચુંમી લઈ હિનપસતી ભરયો દેખાવ કરેછે તેવી બદીમાંથી તેમને કોઈ પણ રવેશે અટકાવવા જોઈએ. એ વિચારથી તેણે આજુબાજુ નજર ફેંકી, અને એક નવી યુકિત રચી. નાટક તખ્તાના માહેલા ભાગ ઉપર એક ખુણામાં રદી પરદાઓનો એક ઢગ પડેલો હતો. તેની પછવાડે સાદ નાખી "ખુન ! ખુન !" કરી બુમ પાડી. તે સાંભળતાંજ આશક માશુકો ગભરાયાં. માશુકો પોતાના આશકોની ગોદમાં બિહીકનાં માર્યાં દબાયાં. ફરીથી "ખુન ખુન" ના પોકાર ઉઠયા અને સઘળા લોકો વિસ્મય પામી તગોતગ જોતાં સ્થીર ઉભા રહ્યાં. વળી પોકાર ઉઠયા અને હવે તો કોઈ સ્ત્રીના નાજુક અવાજમાં "કોઈ છોરવો ! કોઈ આવો !" એવી બુમ ઉઠી.

"પણ તું અહિં આ નાકે કેમ ન આવતી?" એક સુથાર કે જે નજદીકમાં હતો તે બોલ્યો.

"અરે તમો લોકોને સંભળાતું નથી?" સુથાર સઘળા નાટકીઓ તરફ જોઈ બોલ્યો. "એવડા કઠણ દિલવાળા તમે કેમ થાવોછો?"

સુથારના આ બોલવા ઉપરથી લોકોની દોડાદોડ ચાલી રહી. તેમને એ રવેશે ઉશ્કેરાયલા જોઈ **વેલેનતાઇને** એવી રીતે રડવાનો પોકાર નાખ્યો કે લોકો એવું સમજ્યાં કે જલદી મદદ નહિ લાગશે તો ખચીત બિચારી અબલા મરણ પામશે. તેવા વિચારથી લોકો પરદા ખસાડવા રોકાયાં. પોષાક, દમામ, ઠાઠમાઠ, મલાહજો, વિગેરેની કાંઈ પણ દરકાર કર્યા વિના ધુલથી ભરેલા ગંદીલા પરદાઓ ઉંચકવા પાછળ સઘળાં કામે લાગ્યાં.

એમ કરતાં જ્યારે અડધા પરદા ઉચકાઈ રહ્યા ત્યારે સુઠાર વાંકો વળી બોલ્યો, "હવે બાઈ, તું વાંકી વળ અને આ ખાંચામાંથી બહાર આવ."

"અરે નહિ, ન અવાય, મેહેરબાની કરી સઘળા ખસાડો!" **વેલેનતાઇને** સાદ નાખ્યો.

"જરા હાથ લાગો, ગ્રહસ્થો, જરા મદદ કરો!" સુઠાર બોલ્યો.

સઘળા ત્યાં હાજર રેહેલાઓ ધુલ ધોયા જેવા થઈ ગયા. પરસેવો તો કેહજે મારૂં કામ; અને ધુલ તેમના ચેહેરા ઉપર મજબુત વળગી બેઠી હતી. સઘળી ઓરતો જેઓ ગાભરી પડી ગઈ હતી તેઓ દરેક પરદાના ઉચકાવા તરફ બિહીકની નજરે જોતી હતી. **વેલેનતાઇને** રડવાની કીકીઆરી ચાલુજ રાખી અને તેમ કરી સઘળા પરદા ઉંચકવાને લોકોને ઉલટ આપી. દરેક પરદો ઉંચકાતી વેળા ધુળના વાદળ બીચારા નાટકીઓ ઉપર ગબડી પડતાં જેથી સઘળાઓ કોલસાવાળા જેવા થઈ ગયા. જ્યારે માત્ર છેલ્લા ત્રણ પરદા બાકી રહ્યા ત્યારે તેમને ખસાડવાની

મુશકેલાઈએ સઘળાઓને નિરાશ કરી મુક્યા. તે ખસેડાય એવા ન હતા તેથી સુઠારે પેલી ખ્યાલી સ્ત્રીને સાદ મારી કહ્યું, "હવે તમારાથી બ્હાર આવી શકાશે કે?"

"નહિ, નહિ," વેલેનતાઇન બોલ્યો. "ખસાડો, બાકીના ખસાડો, જલદી કરો, અરે હું મરી જાઉં છું."

"લાવ, ચાલ તારો હાથ મને આપ" કમ્પનીનો મેનેજર ઘૂંટણીએ પડી પરદાની વચ્ચો વચમાં હાથ ઘાલી બોલ્યો. "ચાલ જલદી કર, હું તને ખેંચી કાઢીશ."

"મારા હાથ પુગતા નથી, અરે! મને જરા પીવાનું પાણી આપો!" વેલેનતાઇને સાદ કાઢયો.

"ગરીબ બીચારી!" મેનેજર બોલ્યો. "જરા પાણી માંગે છે?"

જલદીથી પરદા પછવાડે પાણીનો કુજો સેરવી દેવામાં આવ્યો. પરદાઓ પાયામાંથી ઉખેડી જરા ઉંચક્યા અને મેનેજર પછવાડે ભરાયો.

જરાવારમાં તે ઠોકર ખાઈ પડયો. તેના હાથમાંનો દીવો પડી ગયો અને તેના કપડાં સળગી ગયાં. તોપણ તે ઉઠી બોલ્યો, "બાઈ તું ક્યાં છે?" કોઈએ કાંઈ જવાબ આપ્યો નહિ તેથી પરદાની પછવાડે ખુણે ખાંચાલે તથા ભોંય ઉપર તંતોસીને જોયું. બીજો દીવો મંગાવ્યો પણ કોઈ સ્ત્રી કે તેનું મુડદું જણાયું નહિ. તે પાછો બહાર નિકળ્યો. તે જોઈ સુઠાર બોલ્યો "શું કોઈ નથી? હું સરત મારી કહું છું કે હું જરૂર શોધી કાઢીશ." એટલું કહી તે દીવા સાથ અંદર ગયો, પણ જરાવારમાં નિરાશ બની પાછો ફર્યો.

"કેમ કોઈ મળ્યું કે?" પ્લેહાઉસના લેસીએ પુછયું.

"ના કોઈ નહિ," સુઠારે જવાબ દીધો.

"છી, છી, હું ધારૂં છું કે તેણી બેશુદ્ધ થઇ છે. લાવ મને બતી આપ, હું જઇને જોઉં."

લેસી પરદા પછવાડે જેમતેમ ભરાયો પણ થોડાક ફાંફાં માર્યાં પછી તે બહાર નિકળ્યો અને બોલ્યો, "તમારી ખાત્રી છે કે તે શરમની મારી બહાર નિકળી નાહાશી તો નથી ગઈ?"

"બહાર ક્યાંથી નિકળે!" મેનેજરે જવાબ દીધો.

"ત્યારે શું તમે એમ કેહેવા માંગોછો કે કોઇ ઓરત પરદા પછવાડે હતીજ નહિ?" "લેસી" બોલ્યો.

"એ ઘણુંજ અજબ જેવું છે કે હું અંદર ગયો ત્યારે પાણીના કુજા શિવાય બીજુ કાંઈ નહતું."

બહાર "ઑાડીઅન્સ" ઘણું અધીરૂં બની ગયું હતું તેથી "લેસી" બોલ્યો, "કે એ તો મેનેજરની કોઇ ઓળખીતી હશે તેથી તેણે તેણીને નહસાડી મુકી." એટલું કહી તેણે ખેલ ચાલુ કરવાને હુકમ આપ્યો.

પરદા અને ભીતની વચમાં કોઇ ઓરત તો હતીજ, પણ તે ક્યાં ગેપ થઈ ગઈ તેનો ખુલાસો કરવો કોઇની પણ શકિતમાં ન હતો. સઘળાંઓની તાજુબી વચ્ચે ખેલ પાછો ચાલુ થયો, પણ **વેલેનતાઇનની** મતલબ એવી હતી કે હવે જેમ બને તેમ લોકોનાં મનને સ્થિર કરવાં તેથી (પીત) છેલ્લા કલાસની વચોવચમાં "ખીસા સંભાળો" કરી અવાજ નાખ્યો. સઘળાઓ આ અવાજથી પોતાના ખીસા તપાસવા પડી ગયા. "બાઇઓ! સંભાળો!" **વેલેનતાઇને** બીજો સાદ નાખ્યો. ગાગરાઓનો ખડખડાત ચાલુ થયો. એવામાં **વેલેતાઇન** એક ઓરતના ગભરાયલા અવાજમાં બોલ્યો "અરે મારી ઘડીઆળ!" "તમે **કોઇએ તે લીધી છે! મારી ઘડીઆળ! ઓહો મારી વ્હાલી ઘડીઆળ!"**

આ વખતે "પીત" નાં તમામ લોકો ઉઠી ઉભાં થયાં, જ્યારે "બૉક્ષ" માંનાં લોકો નીચે ટીંગાઈ જોવા લાગ્યાં. પણ હવે સઘળાઓની અચરતી એ રહી કે ઘડીઆળ કઈ ઓરતની ગઇ હતી તે કોઇ જાણી શકયું નહિ.

"સિપાઇ ! સિપાઇ !" **વેલેનતાઇને** પાછો તેજ સ્રીનો અવાજ કાઢયો. તે બોલેશું કે તેજ વેલા "પીત"માં સિપાઈ તેમજ અમલદારોનું ટોળું ભેગું થઇ ગયું અને સઘળે ઠેકાણે ગડબડાત મચી રહ્યો.

"મેં પકડયો" **વેલેનતાઇન** બોલ્યો.

"કયાં ?" એક ઇન્સ્પેકતરે પુછયું.

"અહિં, અમલદારો, અહિં !"

તે સાદ તરફ સિપાઇઓ અને અમલદારો ઉલટમાં આવી દોડયા.

"નહિ તારી પાસે છે, આપ મને; હું તને નહિ છોડું, બસ મને મારી ઘડીઆળ આપ એટલે હું તને છોડી મુકીશ,." **વેલેનતાઇને** સાદ કાડયા.

"નહિ, એ ચોરને છોડતા ના, પકડી રાખો, અમે આવ્યે છિયે ;" એમ ઇન્સ્પેકતર બોલ્યો.

જ્યાં તે ચોરને મળવાની આશા રાખતો હતો ત્યાં તેને દીઠો નહિ એટલે તે અતિશય નિરાશ બન્યો. ત્યાં જઇ જોય શું કે ચોર તો નહિ મળે પણ જેની ઘડીઆળ ગઇ હતી તેપણ કોઇ મળે નહિ.

આસપાસના લોકો એકમેક તરફ જોઇ અચરતી પામતાં હતાં. જ્યારે ફરીથી સાદ સંભળાયો નહિ ત્યારે ઇન્સ્પેકતરો એવું સમજ્યા કે કોઇએ ધાંક પીછોરો તથા માંડીવાલ્ કર્યું હશે. એ વિચાર ઉપરથી પાછી શાંતી પંથરાઇ અને વળિ ખેલ ચાલુ થયો.

કેટલેક વખતે પાછો ફેસાદ નરમ પડયો અને હવે રૂઠેલાં લોકોને ખુશી કરવાને માટે સઉથી સરસ ગાયનકાર **મડમ પ્લેસીદીને** નાટક તખ્તાઉપર મોકલી; પણ તેણીએ થોડું ગીત ચાલું કીધું એટલામાં આપણા નેકબખ્ત **વેલેનતાઇને** બહારથી એક પડઘા કરી તેણીને ઘણીજ તોડી પાડી. તેણી તે પડઘા સાંભળી અત્યંત દિલગીર થઇ પોતાનો ભાગ પુરો કર્યા વગર ફફરતી ચચરતી અંદર ગઈ અને કોઇના દિલ ઉપર તોપી તો કોઇની તરફ આરસો કે જે કાંઇ હાથમાં આવે તે ફેંકતી એક ખુણે ખંતોલે રૂસાઈ બેઠી.

બહાર "ઑદીઅન્સ" તેણીની એવી ચાલથી વળી કચકચવા લાગ્યું. "સ્તેજ" ખાલી જોઇ તેઓએ મેનેજરને બહાર બોલાવ્યો અને જયારે તે બહાર આવ્યો ત્યારે તેઓએ તેને બોલવા દીધો નહિ. તેઓએ તેને નમી નમીને કાળાવાળા કરતાં દીઠો તથા તેની પાસેથી જોકે પોતાની નાટક ટોળીની તે રાતની નાપસંદ વર્તણુકનો ખુલાસો માંગ્યો પણ તેઓનો ગોંઘાટ એટલો હતો કે તેની અરજ કોઇના સાંભળવામાં આવી નહિ. તે બીચારો વાંકી વળેલી હાલતમાં પોતાને મનસે અનેક સવાલ કરતો અને અનેક જવાબ પણ આપતો આખરે તે પરદાની પછવાડે નિકળી ગયો અને મડમ **પ્લેસીદીને** સમજાવવા લાગ્યો, પણ સઘળું વ્યર્થ ગયું; કારણ તેણીની અતિશય ઉશકેરાયલી હતી અને "સ્તેજ" ઉપર પગ મુકવાને મક્કમ રીતે ના પાડતી હતી. એ રીતે તેણીની હટીલઇ જોઈ મેનેજરે એક બીજીને તેણીને બદલે "સ્તેજ" ઉપર જવા કહ્યું પણ પોતે તેણીની આગમચ ત્યાં ગયો અને લોકોને વિનંતી કરી તથા દરગુજર ચાહી **મડમ પ્લેસીદીની** ઓચીંતી બિમારી જણાવી બીજીને મોકળવાને માંગી લીધું,

૭૯

એમ કરતાં જ્યારે બીજીને પોતાને બદલે તૈયાર થયલી જોઈ ત્યારે **મદમ પ્લેસીદીએ** બહાર નિકળવાને કબુલ કીધું જેથી વળી બીચારો મેનેજર ધકેલામાં પડયો. તે પાછો "સ્તેજ" ઉપર આવ્યો અને **મડમ પ્લેસીદી** પાછી ઓચીંતી સારી થઈ તથા "સ્તેજ" ઉપર આવેછે એવું લોકોને જાણવ્યું. આ વખતે તેના ઉપરા સાપરીનાં જુઠાંથી લોકો કોપાયમાન થયાં અને તેને બીચારાને બેઆબરૂ કરી હુટધુત કીધો પણ **મડમ પ્લેસીદીને** "સ્તેજ" ઉપર આવી ઉભેલી જોઈ તેઓ તદન ચુપ થઈ ગયા. મદમના ગાયનથી લોકો મંદ થઇ ગયા પણ તેમની ખુશાખુશાલી જાઝો વખત તકી નહિ સબબ **વેલેનતાઇને** મદમને વળી કાંઈ હલકા શબ્દો ઓચર્યા અને તે નાટકનાં ઘરની બાહારથી આવતા હોય તેમ નાખ્યા એટલે પાછી મડમ ચીરડાઇને પરદા પછવાડે ગઇ. હવે તો કોઇએ તે છેડાયલી મડમ આગળ જવાની હિમ્મત ચલાવી નહિ. જેથી નાટકનો ટુંકમાં અંત લાવવાનો સઘળા નાટકીઓએ ઠેડાવ કર્યો.

એમ કરતાં જ્યારે વિસામાને વાસ્તે પરદો પડયો હતો ત્યારે **વેલેનતાઇન** જોય શું કે પરદાની પછવાડે ઘણાએક ૬૦ કે ૭૦ ની ભરતીના પુરૂશો એક કુંડાલામાં પરદાની પછવાડે ઉભેલા હતા. તેમની વચોવચમાં એક ખુબ ચેહેરેની નખરાદાર પરી નાચતી હતી. બીજી સઘળી અદામાં એક તેણી એવું કરતી કે પોતાનો એક પગ ઉંચકી પોતાના માથાંસુધી ઉંચો લંબાવતી. તે દેખાવથી **વેલેનતાઇનને** કમકમાત ઉપજયો, પણ પેલા બુઢાઓ બેશરમ ભરેલી રીતે તગોતગ જોઇ મોટી ખુશીમાં આવી શાબાસીની તાલી પાડતા હતા.

નાટકને માટે ઘંટ વાગયો એટલે તે કુંડાલું વિખરાઇ ગયું પણ તે બદ ખશલતના ઘરડાઓને શિક્ષા કરવાનો

**વેલેનતાઇનનો** વિચાર થયો જેથી જ્યારે એક ઘરડો છોકરી આગળથી ચાલી જતો હતો ત્યારે તેની પીઠ પછવાડે સાદ નાખી બોલ્યો, "પ્યારા, પછી મને દીવાનખાણામાં મલજો." એ અવાજ તેણે ઘણાએક ઘરડાઓ જેઓ પેલી છોકરી આગળથી ચાલી જતા હતા તેમના કાન ઉપર નાખ્યા. તેના જવાબમાં 'હા મારી દિલોજાન મેહેબુબ, મોટી ખુશી સાથ" વગેરે ઘરડાઓ નમીને બોલતા પણ તેઓ પીઠ ફેરવે કે **વેલેનતાઇન** તેમની પછવાડે સાદ નાખી કહે "ધુળપટી તારાં જીવતર ઉપર, બુઢ્ઢો બખ થયો અને આવી શરમ ભરેલી ચાલ ચલાવે છે?"

બુઢ્ઢાઓ આ ઝટકાથી પાછું ફરી જોતા પણ અવાજ ક્યાંથી આવતો તે જાણી શકતા ન હતા. એ બાદ નામદાર **વેલેનતાઇન** પોતાને ઘરે રવાને થયા.

---

## પ્રકરણ ૧૧ મું.

### વેલેનતાઇનનો વ્હાણ ઉપરનો દેખાવ.

**હોરેસ** સાથ ભટકવામાં એક રાત પુરી ગુજારવામાં તેના ચાળા તથા રીતભાત જોઈ લીધા ઉપરથી **વેલેનતાઇનને** તેને વિશે કાંઇ સારો વિચાર આવ્યો નહિ. **વેલેનતાઇન** પોતાની જાતી અક્કલથી ચેતી ગયો કે આગળ ચાલતાં **હોરેસ** કોઈ અતિ બુરો પુરૂષ નિવડવાનો. તેના હાથથી કોઈ સારૂં કામ નિપજવાની તેણે આશા રાખી નહિ. એ બાબે પોતાના મગઝ ઉપર પક્કી ખાત્રી સહીત તે પોતાની ઘડિયાળને ચાવી આપીને બીછાણે ગયો. બારવણે તે અતિશય વેહેલો ઉઠયો અને સારો નાસતો કરી એકલો વ્હાણ ઉપર જવા માટે બંદર તરફ ગયો.

રસ્તામાં લોકોની મોટી ઠઠ જોઈ. સઘળાંઓ ગાંસડા પોટલા માથે લઈ બંદર તરફ જતાં હતાં. ગાડી ઘોડાનો કાંઈ સુમાર ન હતો. નવ વાગ્યા સુધીમાં તો સઘળે વાંગેના લોકો મોટી સંખ્યામાં વ્હાણ ઉપર ભેગાં થયાં હતાં. ફક્ત તુટક ઉપર આસરે પાંચસો આદમી હતાં. પોતે વેહેલો વ્હાણ ઉપર જવાથી **વેલેનતાઈને** જે સઘળા હુકમ વ્હાણનો કપતાન એક છોકરાની મારફતે આપતો હતો તે સઘળા જાણી લીધા. તે છોકરો "એનજીનવાલી" જગાને મથાળે ઉભેલો હતો. વ્હાણ દુર ગયું નહિ એટલામાં **વેલેનતાઈને** પેલા છોકરાના સાદની નકલ કરવાને અખતરો ચાલુ કીધો. કપતાનના સઘળા હુકમથી તો **વેલેનતાઇન** માહીતગાર થઈ ચુકો હતા તથા પોતાનું કામ તેણે ચાલુ કીધું.

"ઉભું રાખ," **વેલેનતાઈન** પેલા છોકરાના સાદની નકલ કરી બોલ્યો.

"નહિ, નહિ," કપતાન બોલ્યો.

"સબર," છોકરાના સાદમાં **વેલેનતાઇન** બોલ્યો.

"ઉભું રાખવા તને કોણે કહ્યું," કપતાને ચીરડાઈને પુછ્યું.

"સબર," **વેલેનતાઇન** બોલ્યો.

વ્હાણનું એનજીન તરત ચાલતું બંધ પાડવામાં આવ્યું.

"એ તું શું કરે છે?" કપતાને બુમ પાડી. 'જરા ધ્યાન ઠેકાણે રાખ. ચલાવ, અને ફરીથી મુર્ખાઈ દેખાડતો ના."

"ચલાવ!" છોકરો બોલ્યો.

છોકરો બીચારો વિચારમાં પડયો કે આજે એ શું બનાવ બને છે. કપતાન તેની ઉપર એટલો ખફા શામાટે

થતો હશે ! તે એ સ્વેશના વિચારમાં હતો એટલામાં એક મછવો બે ત્રણ ઉતારૂઓને લઈ વ્હાણ તરફ સડસડાત ચાલી આવતો હતો તે જોઈ કપતાને છોકરા તરફ જોઈ હાથ ઉંચા કર્યા જેથી છોકરાએ એન્જીન બંધ કરવાનો હુકમ કીધો. તે જોઈ **વેલેનતાઇને** સાદ માર્યો, "ચલાવ" જેથી એન્જીન ચાલવા લાગ્યું. વલી કપતાન અતિશય ચિરડાઈ ગયો અને છોકરા તરફ જોઈ ગુસ્સામાં બોલ્યો "કેમ આજે તને એ શું થયું છે ?"

"સબર !" બીચારા નિરદોષ છોકરાએ હુકમ કીધો.

વ્હાણ અટક્યું ને મછવો વ્હાણની બોરદુમાં આવી પુગ્યો. સીડી ઉતારેલીજ હતી તેથી મછવાવાલો પકડવા જાય છે એટલે **વેલેનતાઇને** સાદ નાખ્યો "પછવાડે ફેરવ ?" જ્યારે વ્હાણ ભરતીના રોહ સાથ સપાટાબંધ પાછળ હટી ગયું અને પેલો મછવો વ્હાણની અગાડી કેટલેક દુર રહી ગયો.

"સબર ? લુચ્ચા, આગળ ચલાવ ? એ તું આજે શું કરી રહ્યો છે ?"

"સબર, ચલાવ"ના બંને હુકમ છોકરાએ કીધા સબબ તેને કપતાનનાં કહેવાની કાંઈ સમજ પડી નહિ ; પણ જ્યારે કપતાને બંધે હાથ ઉંચા કીધા ત્યારે તેણે વ્હાણ ઉભું રાખવાનો હુકમ કીધો.

"ચલાવ ?" **વેલેનતાઇને** સાદ નાખ્યો જેથી વ્હાણ આગળ ચાલ્યું, અને મછવો પાછળ પડી ગયો ; જે જોઈ કપતાનનો મિઝાજ હાથથી ગયો. તેણે પેલા છોકરા તરફ પોતાની ટોપી જોરથી ફેંકી જે તે બીચારા નિર્દોશને માથાં ઉપર વાગી. છોકરો માથું ગવડવા પડયો અને તેમ થતાં વ્હાણ મછવાથી ઘણું દુર ચાલી ગયું. એ તરેહનો મામલો જોઈ મછવાવાલાને બહુ માઠું લાગ્યું. તે

એવું સમજ્યો કે કપતાન તેની સાથ ચેડાં કાઢતો હતો અને એ વિચાર ઉપરથી વ્હાણ નજદીક જવાની આશા છોડી બેઠો. તેને હલેસાં મારવાં બંધ કરેલાં જોઈ કપતાન બહુ ગુસ્સે થઈ ગયો. તેના ત્રણ ઉતારૂઓ હરીફ વ્હાણ ઉપર જશે એવી ધાસતીથી તેના ગુસ્સાની હદ રહી નહિ.

"હા ? ખુબસુરત પોરયા ?" તે બોલ્યો.

"સબર ?" વેલેનતાઇને સાદ નાંખ્યો.

"શું ! હજી એ વાત મુકતો નથી ? ઉભો રહે હું નીચે આવી તારી ખબર લઉં છું. ચલાવ જલદી ?" કપતાને હુકમ કીધો.

"ચલાવ ?" છોકરો બોલ્યો. "હું નહિ જાણતો કે એ શું છે."

"તું નહિ ? ફરીથી બોલ અને પછી જોકે કેવો તું ભોંય ઉપર ભમરડા માફક ફરતો રહે છે," કપતાન બોલ્યો.

છોકરે પ્રત્યુતરમાં પોતાનું નિર્દોષપણું જણાવ્યું, જેથી કપતાનને તેના જુઠા બોલવા ઉપર ઘણીજ ચિડ લાગી. તે બોલ્યો, "ખબરદાર રેહે, નહિ તો હેઠળ આવી એક મુક્કો માથામાં એવો લગાડશ કે મને યાદ કરતો રેહશે."

"કેમ ચુપ નથી રેહેવાતું ?" કપતાન બોલ્યો.

સબર !" વેલેનતાઇને સાદ નાખ્યો.

"અરે તને થયું કેમ ! એ શું કરી રહ્યો છે. કેમ કાંઇ કેસરી પાખ ખાવાનો શોખ થયો છે કે ? બોલ, માત્ર હા કરીને બોલ પછી જોઇજ લે કે કેવો સ્વાદ તને રહી જાય છે. હવે ધ્યાન રાખ, હું તને છેલ્લી વાર ચેટાવું છું કે હવે કાંઇ વધારે એવું કરશે પછી તે જરા પણ હશે તોએ હું નીચે આવી તારી મીઠી ખબર લેઇશ ? કેમ, આપણે આગળ ચાલીશું કે !"

"ચલાવ" છોકરો તદન નાસીપાસ થઇ બોલ્યો.

"હું, હવે સમજ્યો,' કપતાન પોતાના માથાં આગળ મુક્કી ધરી છોકરાને દેખાડતો બોલ્યો. એટલું બોલી તે પોતાના ગજવામાં હાથ ખોસી આગળ શું કરવું તે વિશે વિચાર કરતો ઉભો.

એમ કરતાં જેવી તેની નજર છોકરા તરફથી ફરી કે વેલેનતાઇને ફરીથી સાદ કાઢયો, "સબર કર! અટકાવ" પણ આ છેલ્લા શબ્દનો અવાજ બંધ પડયો નહિ એટલામાં કપતાને એક જાડું દોરડું ઝટ દઇને ઉપાડયું અને એક પણ શબ્દ બોલ્યાવગર પુર ગુસ્સામાં નીચે તુટક ઉપર કુદકો માર્યો.

"નાહાસ, છોકરા, નાહાસ!" વેલેનતાઇને તેજ પળે સાદ કાઢયો, અને છોકરો કે જે કોઇ અદગરાનો બાદશાહ હતો તે વીજલીની માફક ઉતારૂઓની ગરદીમાં ભરાઇ ગયો. પેહેલ વેહેલાં તો કપતાન છોકરાની નજદીક હતો પણ તે છોકરો એટલી ઝડપથી દોડતો અને તેને એટલીતો ઝડપથી ગોળ આંટા ખવડાવતો કે તરત એવું માલુમ પડયું કે આગળની માફકજ તે જીવ નાખતો તેની પુઠે લાગતો હતો.

"પકડો તો પેલા દુકતાને?" કપતાન બોલ્યો, "પકડો પેલાને?" પણ ઉતરૂઓને તો અતિશય ગમત મળતી હતી તેથી તેને પકડવાને સર્વ કોઇ અખાડા કરતું. એટલુંજ નહિ પણ તેઓ તો સામા પેલા છોકરાને બંચાવતાં, અને જ્યારે એવું બનતું કે કપતાન છોકરાને પકડી પાડવાની અણી ઉપર આવતો ત્યારે દશ કે બાર મજબુત બાંધાના મરદો તેની આડે થતા.

"અહિં આવ?" કપતાન હાંફતો હાંફતો બોલ્યો, "હું જે કહુંછું તે મુગો મુગો કર. અહિં આવ?" પણ

તેમ કરવાને છોકરો ના પાડતો જેથી ફરીથી તેની પુઠ ધરી તેને પકડવાની તેણે તજવીજ કરી. આખરે **વેલેન-તાઇને** તિરસ્કાર ભરેલું હસવું ચાલુ કીધું અને જ્યારે તેવાં હસવાના એક પળમાં કાંઈ સેંકડો પડઘા થયા ત્યારેજ કપતાનની ફીલસુફી ભરેલી નજર ઉંઘડી અને છોકરાની પુઠ મુકી.

"અહિં આવ **રોબીનસન**?" કપતાન બોલ્યો; "જરા અહિં નજર રાખજે. હું થોડા વખતમાં એ દુકતાની ખબર લઈશ." એટલું કહી તેણે ઇજનેરને ચલાવવાને હુકમ કર્યો અને ઝડપથી પાછો પોતાની જગામાટે સીડી ઉપર ચઢયો. અલબતાં પેલા બીચારા નિર્દોષ છોકરાની જગા **રોબીનસન** નામનાં બીજા શખસને મળી.

વ્હાણ હવે ધમધોકાર આગળ ચાલવા લાગ્યું. **રો-બીનસનનો** સાદ **વેલેનતાઇને** કોઈ વખત સાંભળ્યો ન હતો તેથી તેની નકલ કરવી તેનાથી બને એવું ન હતું. એટલાજ માટે તે હવે કોઈ બીજાની શોધમાં આસપાસ પોતાની નજર ફેંકવા લાગ્યો. જે પેહેલા શખસ સાથ તેને મિલાપ થયો તે એક મજબુત બાંધાનો કાળા ડેબીઆવાળો ગ્રહુસ્થ હતો જે એક સુંદર નાની ચોપડી ફાડવામાં રોકા-યલો હતો. જે અજાયબ જેવી ઊલટથી તેનાં પાનાંનો ખપ થઇ જતો તે ઉપરથી **વેલેનતાઇનને** એવો વિચાર આવ્યો કે તેમાં કાંઈ ઘણીજ કીમતી અને ઉપયોગી ખબર હશે. એ વિચારે તેને એક નકલ ખરીદ કરવાને ઉશકેર્યો અને તે માંહેલી બાબદથી માહીતગાર થયા પછી પોતાનો સાદ તે વેચનારની પાછળ ફેંકી તે બોલ્યો,—"અરે ભાઈ, મને સાત જોઈએ છે."

"સાત?" વેચનારે પુછયું, "હા લેવો." ત્રણ, પાંચ, સાત, ગણાયાં અને એકજ ફટકામાં સાત પાનાં ખેંચી કાઢયાં.

"લાવની ભાઈ, કયાં છે." વેલેનતાઇને પેહેલાંની બરાબર સાદ નાંખ્યો.

"આ રહ્યાં, તૈયાર છે," વેચનારે જવાબ દીધો.

"લાવો, અહિં મોકલોતો," વેલેનતાઇન બોલ્યો.

"લેવો સાહેબ, આ સાતછે," અને તરતજ પાસેના ઉભેલાઓના હાથમાંથી સાત પાનાં પસાર થવા લાગ્યાં.

"મને અને મારી મીસીસને બે આપતો ?" એક ગ્રહસ્થ પોતાની પાકીત ઉંધાડતો બોલ્યો.

'પણ મારાં સાત કયાં છે ?' વેલેનતાઇને પાછો પોકાર કીધો.

"ઠઠ્ઠા ના કરો, એમાં કાંઈ વલવાનું નથી," વેચનારે જવાબ દીધો.

"ઠીક છે, ત્યારે લેવો આ હું ચાલ્યો, પૈસા બૈસા આપણે કાંઇ જાણયે નહિં;" વેલેનતાઇન બોલ્યો.

"ચાલ્યો ?" વેચનાર બોલ્યો, "મુગામુગા પૈસા કાઢો નહિંતો ભારી પડશે." આ બોલતો વેચનાર ઉશકેરાઇ ગયો.

'ત્યારે તેં પૈસા લીધા,' એક શખ્સ કે જે વેચનારની પછવાડેથી દુર ઉભો હતો તેનો સાદ કાઢી વેલેનતાઇન બોલ્યો. તે શખ્સના ચેહેરા તરફ વેચનારે ગુસ્સાથી નજર કીધી અને કહ્યું "તું પૈસા નહિ આપશે ની ? કોઇ મોટો ઉઠાઉગીર તું દેખાયો." એટલું બોલતાં તે લોકોને બીજાં પાનાં ફાડી આપવામાં રોકાયો.

તે બાદ વેલેનતાઇનનું ધ્યાન "સલુન" તરફ ખેંચાયું; પણ ત્યાં તેણે થોડીએક ઓરતોને પોતાના આશકો સાથ વાતમાં મશગુલ રહેલી તથા વખતે વખત શરાબના ગ્લાસ પેટરપે ઉઠાવતાં દીઠાં તેથી તેઓને હરકત કર્યા વગર એકમેક આગળ પોતાનાં જીગર ખુલ્લાં કરવા દઇ ત્યાંથી

"કેબીન" તરફનો રસતો લીધો. "કેબીન" માંહેલાં લોકો પણ તેવીજ રવેશે મશગુલ રહેલાં હતાં, માત્ર ફરક એજ હતો કે તેઓની ગોફતેગો કાંઇ ખાનગી યા હરૂસેની ન હતી. તેઓ મજુરોને મલતા હલકા દરમાયા બાબે ચરચા ચલાવતાં હતાં. આવી હાલતનું કારણ દર્શાવવા માટે એક શખસ લોકોના દિલ એકસરખા સાધારન હક મેળવવા પાછળ ઉશકેરતો હતો. આ કાબેલ ભાષન કર્તાના સાદથી જે લોકો તેના મતની તરફેન કાંઇ બોલતાં તેમનો સાદ ધંકાઇ જતો હતો અને જે લોકો તેના મતથી જરાએ વિરૂધ જતાં તો તેઓ ઉપર ગાલંગલોચી અને તાણા જાણીના સખુનોનો વરસાદ ચોમેરથી છુટતો હતો.

આખરે વેલેનતાઇને પેલા ભાષાન કર્તાને તેના મતની ખરી ખાત્રી કરી જોવાને ઠડાવ કીધો. તે સામી બાજુ ઉપર સાદ નાખી બોલ્યો. "આપણને એક સરખા હક નથી જોઈતા."

"નથી જોઈતા!" ભાષાન કર્તા બોલ્યો "ઠીક છે તમને નથી જોઇતા; પણ હું તો દરેકને સરખા હક મળવાની તરફેન છું; અને જેઓનો વિચાર એ મુજબ ચાલવાનો ન હોય તેમને મંડળીમાંથી હાંકી કાઢવા જોઇએ? એકસરખા હક નથી જોઈતા? કાં શામાટે નહિ જોઇતા? ચાલો આપણે તે બાબે તકરાર ચલાવ્યે. પેહલો સવાલ એ છે જે આપણા સઘળાના હક એકસરખા કાં નહિ હોય? ભાષાન કર્તાએ આંખના પલકારા માર્યા અને ડોકાંનો લેહેકો કીધો. આપણને સરખા હક કાં નહિ મળવા જોઈએ?"

"કારણ કે," વેલેનતાઇને કેબીનને બીજે છેડે પોતાનો સાદ ફેંકી ઉતર દીધો, "કારણકે તારા જેવા મુર્ખાઓ તેનો ગેરઉપયોગ કર્યાવના રહે નહિ.

આ સખુન તો પુરતા થઈ ગયા. ભાષાન કર્તાએ પોતાનો હુકકો નીચે મુકયો; જરા મજબુત "એલ" દા-

રૂનો ગોટ ભર્યો; પોતાનો દગલો ઉતાર્યો, બદીઆનની બાંહે કોપરીઆં વેર ચઢાવી અને પેલા બોલનારને તેની સાથ હાથ અજમાવવાને નિકળવા કહ્યું. એક પળમાં આખી "કેબીનમાં" ધાંગાટ મચી રહ્યો. સ્ત્રીઓએ પોતાના આશકોને ટંટામાં ભાગ લેતા અટકાવ્યા, જ્યારે ભાગાન કર્તાની બાયડીએ તેને પોતાના હાથ નેક માણસોના લોહીમાં ખરડી પોતાને હલકું લગાડવાની મના કરી. તેને ઘણો વખત સુધી લોકોએ સમજાવ્યો. આખરે તે તાઢો પડયો, જ્યારે, જોકે તેણે કસમ ખાધા હતા કે જે કોઈ તેના મતથી જુદો પડશે તેની ઉપર તે કીનો લેશે તોપણ ત્યાં ભેગાં થયલાં નર નારીનાં મગઝ સ્વસ્થ થયાં નહિ. આ ઠેકાણે ઘણાએક એવા પરણેલા ગ્રહસ્થો હતા જેઓની ઓરતો તુટક ઉપર ફરતી હતી, અને **વેલેનતાઇનને** તે વાત ગેરવાજબી લાગી તેથી તે તેમને ભરથાર સાથ ભેલવવાની મતલબથી તુટક ઉપર ગયો. "તમને કાંઈ ખબર છે કે?" તે એક ભપકાદાર પોષાક પેહેરેલી સ્ત્રીના કાનમાં ધીમો સાદ નાખી બોલ્યો, "તમને કાંઈ ખબર છે કે કેબીનમાં તમારો ભરથાર કોણને ચુંમી લીયે છે!" તેણીએ અચરત થઈ પાછું ફરી જોયું. "તમે તેણીને ઓળખો છો?" **વેલેનતાઇન** બોલ્યો, અને જોકે તે બોલનાર કોણ હતું તે તેણી જાણી શકી નહિ, તોપણ તેણી એકદમ "કેબીન" તરફ તે વાતની પતીજ કરવા ગઈ.

"તોબાહ! તોબાહ! તમારા માતીએ કેટલો બધો દારૂ પીધો! ખોદાખાતર એને વધારે પીવા દેવો ના?" એક બીજીનાં કાનમાં **વેલેનતાઇને** સાદ નાંખી કહ્યું જેની અસર એવી થઈ કે તે દોડતી કે "કેબીન" તરફ ગઈ. "કેમ તમારા ધણીને તમે એટલો વિખરાવા દેવો છો કે

જેબી ઓરત તેને મલે તેની ઉપર ધ્યાન પોહોંચાડયા વ-ગર રેહે નહિ" એક ત્રીજીના કાન ઉપર સાદ નાખી **વે-લેનતાઇન** બોલ્યો. એ રવેશે તરેહવાર ટાહ્લાથી દરેક પરણેલી સ્ત્રીને "કબાનમાં" મોકલાવતો.

"વ્હાણને ડોભાવો ?" **રોબીનસન** બોખરા અવા-જમાં ધાંટો તાણી બોલ્યો.

"વાહુવા, એ સાદની હવે મારે નકલ કરવી છે," **વેલેનતાઇન** મનસે બોલ્યો. "હવે પેલા છોકરાને તેની જગા પાછી અપાવવાનો લાગ આવ્યો છે," અને જેવો તેણે એક મછવાને વ્હાણ તરફ સાંમેથી આવતાં દીઠો તેવો **રોબીનસનની** ઢબની ચાલાકીથી તેણે પોકાર કીધો "ચલાવ !"

"નહિ, નહિ ?" કપતાને બુમ મારી "નહિ નહિ ? તું બી કેઠો પેલા છોકરા જેવોજ દેખું ?"

"ઉભું રાખ ?" **રોબીનસન** પોકાર્યો, "મેં કાંઇ ચલાવવાને કહ્યું નથી ?"

"ચલાવ ?" **વેલેનતાઇન** બોલ્યો, તરતજ વ્હાણ-નાં પૈડાં ફરવા લાગ્યાં, અને હવે તો ઇજનેર સાહેબનો જીવ કંટાળાથી ઉશકેરાઇ આવ્યો.

'કેમ તું મને ઘેલો કરી મુકવા માંગે છે કે ?' ક-પતાન બોલ્યો.

"પણ મને શું કેહેવા માંગો છો, હું તો કાંઇએ બોલ્યો નથી," **રોબીનસને** પોતાના બચાવમાં કહ્યું.

"શું ? શું ?" કપતાન બોલ્યો, "તું નહિ ? અરે **રોબીનસન** તારો વાંક છુપાવવાને જુઠું કેહેવાને જરા તું શરમાતો નહિ, એ કેવું ખોટું છે."

"પણ હું તમને જણાવું છું કે મેં એવું કીધુંજ નથી ? જો તમે મારૂં માનતા નહિ હોવ તો તમે હવે હુ-

કમ કરો." એટલું કહી રોબીનશન વહાણના આગળ ભાગ તરફ ફરતો ગયો અને હાથમાં એક દોરડાંનો કટકો જે આવી લાગ્યો તે ઉપાડી તુટક ઉપર જોરથી અફાલી ફેંકયો અને એ રવેશે પોતાના ક્રિણાનો ઉપાય લઈ તે અદબવાલી સ્વસ્થ ઉભો.

"કેમ છોકરા, જો હું તને પાછો તારી જગા ઉપર મુકરર કરૂં તો તું સારી રવેશે ચાલવાને કબુલ થાય છે કે?" કપતાને પેલા છોકરાને પુછ્યું.

"હા સાહેબ," છોકરે જવાબ દીધો. "સબર" કપતાનના હાથ તરફ જોઈ તે બોલ્યો.

એમ કરતાં મછવો છેક પાસે આવી પુગો. તે મધે એક જઈફ મરદ અને તેની દીકરી બેડેલાં હતાં. છોકરીની ખુબસુરતી જોઈ વેલેનતાઈન ડંગ થઈ ગયો અને તેણીના ચેહેરા તરફ તગોતગ જોઈ રહ્યો. તેને એવું લાગ્યું કે તેણીના જેવી ખુબસુરત નાજની કોઈ દિવસ તેણે જોઈ ન હતી. જેમ જેમ તેણીનો મછવો વધારે નજદીક આવતો ગયો તેમ તેમ તેની ખુશીમાં વધારો થતો ગયો.

એમ કરતાં મછવો વહાણની બોરદુએ આવી પુગ્યો ત્યારે તે માંહેલો જઈફ ઉભો થયો પણ એટલામાં તેણે એક ઝોકો ખાધો જેથી એક પળમાં તે નદીમાં પડયો.

"મારા બાવા! મારા બાવા!" તેની દીકરીએ ચીચીઆરી પાડી અને હાથ લાંબા કરી તેની ઉપર દમ બાંધીને પડી.

"બચાવો, તેમને!" આસરે પચાસેક ઉતારૂઓ બોલી ઉઠયાં.

'છોડી દેવો મછવાને છોડી દેવો' સુકાણીએ બુમ પાડી.

જે ધણી મછવાનો હુક પકડી રહ્યો હતો તેનાથી મછવો છુટો કરી શકાયો નહિ અને પેલાં બંધેનાં શરીર

એકેકને વળગીને પાણીના પ્રવાહ સાથ તરતાં ગસડાતાં હતાં તેથી **વેલેનતાઇને** વ્હાણનાં સુકાણ તરફ ધસ્યો જઇ પાણીમાં એકદમ ઝીપલાવ્યું. જોરથી ડુબકી માર્યાને લીધે તે પાણીનાં ઉંડાંનમાં ગયો તેનાં કપડાં ભીનાઇને એટલાં ભારી થઇ પડયાં કે તેને ઉપર આવતાં મોટી મુશકેલી નડી અને જ્યારે તે ઉપર આવ્યો ત્યારે પેલાં બંધેથી ઘણોજ દુર નિકળેલો જણાયો, પણ તે બ્હાદુરીથી તરતો જે પળે પેલા ડુબવાંની અણી ઉપર હતાં તે પળે તેમની નજદીક પુગો. તેના હાથમાં પેહેલી ચીજ જે કાંઇ પકડાઇ તે પેલા જઇફના બાલ હતા. તે જઇફે પોતાના ઝાલનારના હાથે વલગી પડવાની તરતજ કોશેશ કીધી, પણ **વેલેનતાઇને** તાબડતોબ તેના હાથ છટકાવી નાખ્યા, અને પેલી ઓરતનો જભો પકડીને તે બંધેને પોતાથી એક હાથની વેગલાઇએ પાણીની ઉપર ઝાલી રાખ્યાં જ્યારે મછવાઓ તેની મદદે આવતા હતા. હવે પેલા ઘરડા પુરૂશે જીવ ઉપર આવી **વેલેનતાઇનને** પકડવાને તરફડયાં મારવામાં કાંઇ બાકી રાખ્યું નહિ, અને એમ કરતાં સેવટે **વેલેનતાઇંનના** સાથ પોતાનો પગ એટલી મજબુતાઇથી ભેરવી નાખવામાં ફતેહ પાંમ્યો કે જો તેજ પળે મછવાઓની મદદ આવી ન પોહોંચતે તો **વેલેનતાઇન** તેમજ પેલાં બંધે એકઠાં ડુબી મુવાં હતે; કારણ કે વણેને મછવામાં લેવા છતાં જ્યાંસુધી બુઢાની બરાબર ખાત્રી થઇ નહિ ત્યાંસુધી તે મજબુતાઇથી **વેલેનતાઇનને** વળગી રહ્યો. કંઇક વારે પેલું વ્હાણ ભરતીના ભારે મોજા સાથ પાછું હટયા કરતું હતું તે મછવા આગળ આવી પુગું જ્યારે લોકોએ બુઢાને વ્હાણ ઉપર ચઢવાને મદદ કરી અને **વેલેનતાઇને** પેલી બેશુદ્ધ છોકરીને પોતાના હાથમાં ઉઠાવી વ્હાણ ઉપર "સલુનમાં" લઇ જઇ મુકી જ્યાં તેણીને હુશિયાર કરવા માટે અછી માવઝત કરવામાં આવી.

સઘળું હવે બરાબર શાંત થવા પછી **વેલેનતાઇન** "કેબીન" તરફ ગયો જ્યારે વ્હાણ ઉપરના સર્વ લોકે તેને સાબાશીના પોકારથી વધાવી લઇ તેની ઉપર દુવા ગુજારી. સર્વે ઉતારૂઓમાં સ્ત્રીઓ ઉપર મજબુત લાગણી થઇ જેઓમાંની ઘણીઓએ **વેલેનતાઇનને** જોઇ ખુશાલીના આંજુ વરસાવ્યાં.

"કેબીનમાં" જવા પછી તેણે "સ્તુઅર્દની" પાસેથી કપડાંની જોડ મંગાવી અને કપડાં ઉતારી એક શખ્સ પાસ પોતાનું દિલ લાલ થયું ત્યાંસુધી તુવાલથી લુછાવ્યું.

જેવું આ કામ પુરૂં થઇ રહ્યું તેવાંજ "સ્તુઅર્દ" તેને કપડાં આણી આપ્યાં. કપડાં પેહેર્યા પછી તે "કેબીનમાં" ગયો ત્યાં તેણે પેલી છોકરીને જલદીથી સાજી થતાં જોઇ, પણ જેવી પેલાં બચેલાં બંધે બાપ દીકરીને ખબર પડી કે તેમનુ તારણ કરનાર ત્યાં હાજર થયો હતો તેવાંજ તેઓએ પોતાનો ઉપકાર જણાવવાનાં ચિન્હ દરશાવા માંડયાં. જઇફે **વેલેનતાઇનનો** એક હાથ પ્યારથી ધર્યો જ્યાંરે પેલી છોકરીએ તેનો બીજો દસ્ત ખરાં જીગરથી ચુમ્યો.

"મારા બ્હાદુર જુવાન! ખોદા તમને સુખી રાખજો!" પેલો જઇફ બોલ્યો.

**વેલેનતાઇનના** પોશાક ઉપરથી તે તેને વ્હાણનું માણસ સમજ્યો; અને તે ભુલમાં તે બોલ્યો "લે બા આ મારો કાર્દ લે! મારે ઘરે આવજે, હું તમને તમારી સેવાનો બદલો આપીશ."

"**વેલેનતાઇન** તેની ભુલ જોઇ હસ્યો તોપણ પેલો કાર્દ તેણે લીધો અને પેલી છોકરી તરફ નજર કરી, જેણી ફિક્કી પડી ગયલી હતી જેથી તે આ તકે અધિક ખુબસુરત જણાઇ.

"ચાલ, આવ દોસ્ત? તું બરોબર નર છે? લે જરા પી?" એક ખુશ મીઝાજી શખસ બ્રાન્દીનું એક ગ્લાસ લાંબો હાથ કરી દેખાડતાં બોલ્યો. "તેં કીર્તી અને મરદાનગી ભરેલું કામ કર્યું છે? વાસ્તે લે બ્હાદુર ઉઠાવ આ એક અને પછી આપણે બીજો લેશું. ઉચક, ભાઈ? એથી તારી બધી સરદી નિકળી જશે. આ વાતમાં લગાર પણ શક ન હતો કારણ કે બ્રાન્દી **વેલેનતાઇનના** પેટમાં જબરી ખબર લે એવો મજબુત હતો. તેણે બીજાઓ સાથ બે ચાર ગમ લીધો હતો તેથી આ તકે તે શખસનો સખુન શખના માત્ર હોઠને લગાડયો. વ્હાણ હવે **ગ્રેવેસેન્દની** નજદીક જઈ લાગું અને **વેલેનતાઇન** પોતાની મોહોબતની દેવીની મુલાકાત લેવા ગયો. તે છોકરીએ તેનો હાથ દાબ્યો અને પોતાની નજર ઉંચે કરી કહ્યું, "પણ તમે અમને મલવા આવશોની?" **વેલેનતાઇને** તેણીના ખુબસુરત ચેહેરા તરફ તગોતગ જોયા કીધું અને એક પણ શબ્દ કાઢયો નહિ. "તમે મળવા આવવાને વચન આપશો? પાપાજી, મારી ખાત્રી છે કે તમને જોઇ ઘણાજ ખુશી થશે! કાં તમે કબુલાત આપવાને આણાકાણી કરો છો?"

"હું વચન આપું છું કે હું તમને મળીશ; અને જ્યારે હું ખાત્રી કરી આપું છું કે એ વાત કરતાં મને બીજાં કશાંથી વધારે ખુશી મળનાર નથી ત્યારે—" તેણે તેણીનો હાથ દાબ્યો, પણ તેનાથી વધારે બોલી શકાયુ નહિ; કારણ તેણીની નજર તેના ચેહેરા ગમ હતી અને તેણીની આંખ ઉપકાર તેમજ મોહોબત એ બંધેથી દીપતી હતી.

"લેવો દોસ્ત એક બીજો ગોટ?" પેલો રંગીલો શખસ પાછો **વેલેનતાઈન** આગળ આવી બોલ્યો. "જરા

તમે ફિક્કા પડી ગયલા દેખાવો છો; અને તમને સરદી ન લાગે એટલા માટે મારી મીસીસ તમને એ આપવા માંગેછે."

"નહિ ભાઈ, હવે જરા નહિ," વેલેનતાઇને જવાબ દીધો.

"આ જુવાન બાઈ જરા લેશે?" તે શખસે પેલા બુઢાની દીકરી ગમ જોઈ કહ્યું "નહિ બાઈ, જરા લેવો? મારી મીસીસ કહેછે કે તમે જરા કાંઈ લેશો નહિ તો જરૂર સીક પડી જશો." તે સ્ત્રીએ ભારી મમતા સહીત ના પાડી, બાદ, સઘળાઓનો ઉપકાર વારંવાર માન્ય કરી તેઓ હેઠળ તુટક ઉપર ગયાં.

કિનારો હવે દેખાયો. કપતાંનનું મન હવે શાંત થયું હતું; પણ પેલા છોકરાને દિલે ડગડગો રહ્યો કે પેલાં રમખાનને લીધે કપતાન તેને તેની જગા ઉપર કાયમ રાખશે કે નહિ. અલબતાં કપતાન તો પેહેલાં કરતાં તેની ઉપર વધારે મમતા દેખાડતો હતો; પણ તેટલાંજ ઉપરથી તેને શક રેહેતો હતો. તેની આ શંકામાં વળતી વધારો થયો; સબબ, પેલો કપતાન રસ્તેતાથી ઉલટો જઈ સઘળા ઉતારૂઓની અગાઉ પોતાની જગા ઉપરથી ઉતર્યો. છોકરાએ તેની આગળ નાસવા માંડયું. તેણે—તેની ઉપરથી પોતાની નજર ખસાડી નહિ, અંતે જ્યારે તે કપતાનનું તેની નજદીકમાં આવવું બનતું ત્યારે ત્યાંથી બીજી ગમ નીકળી જતો. તેની બિહીક તોપણ નકામી હતી; કારણકે કપતાનની દરેક જોસ ભરી લાગણી વેલેનતાઇનના તારીફ લાયક કામથી નરમ પડી ગઇ હતી; અને જ્યારે એવું જણાયું કે વેલેનતાઇનને સાબાસી આપવા ખાતર કપતાન નીચે જલદીથી ઉતર્યો હતો ત્યારે પેલા છોકરાને હૈડે જરા ટાઢક પડી.

"હું ખુશી થયોછું," વેલેનતાઇનનો હાથ ઝાલી કપતાન બોલ્યો, "તમારી મેદાનગીથી મને મોટી ખુશી

ઉત્પન થઇછે. તમોએ બે શખસોના જીવ ઉગાડયા છે— આ તમારાં કામની બરાબરનો હેવાલ "**ઈલીઅદ**" કાવ્યમાં વાચવામાં આવેછે—જયાં એક ગ્રહસ્થ, હું ધારૂંછું કે **આરતાઝરકસીસ** પણ તેની મને બરાબર યાદ નથી કે તેજ કે કોણ, **પીતર** મ્હાત્માને બહાર લાવવા **પો નદીમાં** કુદી પડેછે."

"પણ તે ફતેહ પામ્યો કે?" **વેલેનતાઇને** ખુલ્લી ઉલટ સાથ પુછયું."

એવું તો કાંઇ જણાયલું નથી; પણ આટલું તો નકી છે કે તે બહાર પાછો ઉપર આવ્યોજ નહિ." કપતાને ઉત્તર દીધો.

"તોબાહ! તોબાહ! છી! છી! ત્યારે, અલબતાં, તે તેને બહાર લાવ્યો કે નહિ તેથી દુન્યાને વાકેફ કરી શકયો નહિ," **વેલેનતાઇન** બોલ્યો.

"બચીત નહિ, અને એજ ઇતિહાસની બાંમીછે તો કોઇ પણ માણસ પોતાનો વૃત્તાંત સંપુર્ણ રીતે લખી શકયો નથી, એક વખત લખવાને ઉલટ ધરી ચાલુ કરેછે પણ પછવાડેથી તે ઉલટ પાર પાડવાને સેવટ સારૂં લાવતા નથી—એજ કમનસીબ તો, પણ મને તમારાં મોટાં દિલથી ઘણુંજ લાગેછે. મને તમારૂં મગઝ તપાસવા ગમેછે. તેજ ઇંદ્રિ, પેલી આંખ ઉપરથી આવેલી ઇંદ્રિ—ઘણીજ ભરપુર દેખાય છે."

"ઓહો, તમોતો કોઇ ઇનસાનની ખાશીએત પારખુ દેખાવ છો," **વેલેનતાઇન** બોલ્યો "અહિં વ્હાણ, ઉપર પેલો છોકરો કોઇ અતિશય ચાલાક દેખાય છે. તેનું ધ્યાન ઘણું ચોકશ લાગેછે."

'હા, છે તો ઠીક પણ કોઇ વખત તે બેધ્યાન બની જાયછે,' કપતાને જવાબ દીધો, 'વળિ કોઇ વખત તો

એવી ભુલ કરેછે કે કેમ ચાલવું તે પણ વિસરી જાયછે. તમે નહિ જોયું કે આજ સવારે તેણે કેવી માથાકુટ કરાવી.'

'આખર કરે તો એ છોકરો,' **વેલેનતાઇને** જવાબ દીધો.

**વેલેનતાઇનના** આવા વિચારથી કપતાન તાજુબ થયો. તેણે છોકરા માટે જે ચાંપતા ઉપાય લેવાને ઇચ્છયું હતું તે વિચાર મનમાંથી કાઢી નાખ્યો અને જ્યાં સુધી તે ફરી તેવી ચાલ ચલાવે ત્યાં સુધી તો તેને માફ કરવાને કબુલાત આપી.

'મેહેરબાની કરી તમારા એ છોકરાને મારી સાથ મારાં ભીનાં કપડાં ઉચકી મોકલશો,' **વેલેનતાઇને** પુછયું.

'અલબતાં, મોટી ખુશી સાથ,' કપતાને જવાબ દીધો. "અહિં આવ છોકરા, આ ગ્રહસ્થની સાથ જા. તેનો સામાન સઘળો તપાસજે; અને હવેથી કેવી ચાલ ચલાવવી તેની ખબરદારી રાખજે."

છોકરો ચાલાકીથી હુકમ બજાવવા **વેલેનતાઇનની** પછવાડે વ્હાણ ઉપરથી ઉતર્યો.

લોકોની ગરદી ઘણી મોટી હતી, સઘળાં જલદી બહાર નિકલવાને વાસ્તે ફાંફાં મારતાં હતાં. આચકા ઉચકી જબરી ચાલતી હતી. કચડા કચડીનો કાંઇ સુમાર ન હતો.

'તમારૂં કાંઇ ગયું છે?' **વેલેનતાઇને** એક શખસના કાનમાં અવાજ નાખી તેને ભમાડ્યો. તે શખસ પોતાનાં ગજવાં બારીકીથી તપાસવા ઉભો. સઘળું બરાબર જોઇ તે યાદ કરતો ઉભો કે ઘરેથી તે શું શું લાવ્યો હતો.

"કેમ તમે આવી ચાલ ચલાવવા દેવો છો કે?' **વેલેનતાઇને** એક ઘરડી સ્ત્રીના કાનમાં અવાજ નાખ્યો.

'વાહ! **જોન્સ**!' તે ઘરડી સ્ત્રીએ એક શખસ કે જે બે સ્ત્રીઓની વચમાં ચાલતો હતો તેનીગમ જોઇ

દોળા ગુરક્યા. મને તમારી ચાલથી ઘણીજ લાજ લાગેછે. જરા પાછળ હઠ એ ઓરતોને ચાલી જવાદે.'

"પણ છે શું? પ્યારાં," જોન્સે પુછયું.

"મુવાં તારાં પ્યારાં! મેં તને નજરે નજર દીઠો!" તે ઘરડી સ્ત્રી બોલી.

"તમારી પાસ છે કે?" વેલેનતાઇને તિકિત કલેકતરની પછવાડે સાદ નાખ્યો.

'મને પાસ શેની જોઇએ,' એક બીજા સાદમાં વેલેનતાઇન બોલ્યો. 'આપણે તો જ્યારે ત્યારે તિકિત વગર પસાર થઇયે છિયે.

'હં—આવજે!' તિકિત લેનાર બોલ્યો.

એ પછી વેલેનતાઇન "સ્તુઅર્દ" પાસથી એક મોટી તોપી લઇ કિનારે ગયો. તેની પુઠે પેલો છોકરો તેનાં ભીનાં કપડાં લઈ ચાલતો હતો. રાહમાં જતાં તેનો પોષાક જોઇ ગુદમેન ઉપર કેવી અસર થશે તે બાબે તરેહવાર વિચાર તેને આવતા હતા.

---

## પ્રકરણ ૧૨ મું.

### વેલેનતાઇનની ખિલાડીઓ.

વ્હાણ ઉપર પોતાનાં કૌતુક દેખાડયા પછી વેલેનતાઇન પોતાના વાલી ગુદમેનના મિત્ર મી૦ ટ્લમપ્લીને ઘરે ગયો એવી આશાથી કે મી૦ ગુદમેન ત્યાં હશે. ત્યાં મી૦ જોનાસ બીગલ નામના એક ચઢેલા જઇફ ગ્રહસ્થ સાથ તેને ઓળખાણ પડયું. તે ઘરડો જે પણ મી૦ ગુદમેનનો મિત્ર હતો તે તેના આવા ભેદ ભરેલા ગુમ થવાથી વેલેનતાઇન તથા ટ્લમપ્લીની માફક અજબ

થયો હતો જ્યારે આ છેલ્લા ગ્રહસ્થની બેહેન **મેદોના-પ્લમપ્લી** તેના કારણ બાબે કાંઈ બેસુમાર અટકળ બાંધવા લાગી.

"ખોદા માલુમ!" આ ખુબ ચેહેર નાજનીન બોલી, "કે તે કચડાઈ ગયો હોય, યા તેને કાંઈ સેંકડો એવી હુનારત બની હોય. **લન્દન** શેહેરના ગાડીવાનો! આહ! તેમનાથી તો હાથ જોડયા! તેઓ એવા બેદરકાર હોય છે કે રોજને રોજ ભયંકાર પરીનામ નિપજતાં અટકતાં નથી. પેલે દહાડે **ફલીત સ્ત્રીત** હું ઓલંગતી હતી, અને હું અજાયબ છું કે કાંઈ હુનારત મને બની નહિ, કારણ કે હું જતી હતી એટલામાં એક "દૉગ કાર્ત," જેની ઉપર એક ચીઠડેહાલ શખ્સ બેઠો હતો તે એટલી ઝડપથી મારી પાસેથી ચાલી ગઈ કે ગોયા વિજલીનો ચમકારો પસાર થઈ ગયો હોય એવું મને લાગું. ભલું કે જરામાં હું બચી ગઈ. પુલીસવાળા એવી ચીજનો અટકાવ કરવામાં સંભાળ રાખતા નથી એ કેવું શરમ ભરેલું છે. પેલો ગંધમારતા પોષાકવાળો કરારે પોતાની આજુ બાજુના લોકોના હાથ પગ તથા જીંદગીના જોખમની કાંઈ પણ દરકાર કર્યા વગર મોઢામાં બીડી સાથ ધમધોકાર ઘોડાને હાંકતો હતો પણ તેની હુલ્લડાઈને માટે તેને શિક્ષા મલ્યા વગર રહી નહિ, કારણ કે મારીથી તે ગાડી દુર ગઈ નહિ એટલામાં એક ખાડામાં તેનું ચાક જવાથી આખી ગાડી ઉંધી વલી અને પેલો હુલ્લડ નજીસ ગાડીવાન કાદવની અંદર તદન ખરડાઈ ગયો."

"પણ હું ધારછું કે કોઈને કાંઈ પણ અકશામાત બન્યો નહિ હશે," **મી. પ્લમપ્લી** બોલ્યો, "નહિતો કે તે વિશેના "રીપોર્ત" આપણે અત્યાર સુધીમાં વાંચયા હતે. વળિ **ગુદ્દમેનને** જો કોઈ હુનારત બન્યું હોય તો

તેની આપણને તુર્ત ખબર પડે સબબ, ગુદમેન હમ્મેશાં પોતાના ગજવામાં પોતાના કાર્ડ તથા નોંધબુક રાખેછે."

"પણ," **મેદોના** બોલી, "કદાચ કોઈ લુચાઓએ તેને મારી નાખી તેના ગજવાંમાંથી સઘળું કાઢી લીધું હશે કે તેના નામ નિશાનની કોઇને ખબર મળે નહિ. **લન્દન** શેહેર વિશે કયાં આપણે અજાણ્યાં છિયે. પેલે દિવસે આપણે ન્યુસપેપરમાં વાંચયું હતું કે ભીડા ભીડમાં એક ગ્રહસ્થનો રૂમાલ કોઈએ ચોરયો, તેથી તેણે બીજો રૂમાલ દુકાનમાંથી વેચાતો લીધો અને થોડે વારે તે જોય છે તો તે પણ મળે નહિ થઇ ગયો. એવું **લન્દન** શેહેર પાવંદા ચોરોથી ભરેલું છે."

"મને લાગેછે," **મી૦ બીગલ** બોલ્યો, "કે એને કોઇ ઉઠાવી ગયું છે, નહિતો વળી એને આખી રાત બહાર રેહવાની શી જરૂર?"

આ વાતના દરમ્યાનમાં **મી૦ પ્લમપ્લી** તથા તેની બેહેનની નજર **વેલેનતાઇનના** પોષાક ઉપર પડી. તુર્ત તેને માટે પડોશ માહેલા દરજીને બોલાવવામાં આવ્યો, પણ તેની પાસ **વેલેનતાઇનને** બેસતો આવે એવો પોષાક હતો નહિ જેથી કોઇના ઘેરથી ઉછીનો મંગાવવામાં આવ્યો. સારાં નસીબે તે તેને બરાબર બેસેતો આવ્યો. બાદ, તેઓ સઘળા બહાર ફરવા ગયાં, અને ત્યાંથી અંધારૂ થવાથી પાછાં ફર્યાં.

જમ્યા પછી **વેલેનતાઇન** ઘરે જવા નિકળ્યો પણ સઘળાંઓએ રાતની વેળાએ બહાર નિકળવાની મના કરી જેથી તેને તે રાત્રે ત્યાંજ રેહેવું પડયું. હવે ઘરની અંદર ફકત ચાર બીછાણાં હતાં. અલબતાં, સૌથી સારૂં તો **મેદોનાને** વાસ્તે હતું. બીજું **મી૦ પ્લમપ્લી** ને માટે હતું. ત્રીજામાં **મી૦ બીગલ** અને ચોઠામાં ચાકર સુતા હતા.

પણ જે ઓરડામાં **મી૦ બીગલ** સુતો હતો ત્યાં બેવડું બીછાણું હતું જેથી **વેલેનતાઇનને** તે યા **સોફા** ઉપર પોતાની પસંદગી ચલાવવાની રહી. આગળું તેણે પસંદ કર્યું જે **મી૦ બીગલને** પણ ગમ્યું એટલે તેઓ પોત પોતાની જગ્યા ઉપર સુવા ગયા. **વેલેનતાઈનને** ઉંઘ આવી નહિ તેથી તેણે વિચાર કર્યો કે જ્યારે એમજ છે ત્યારે તો બે ઘડી મારા મિત્રને જરા ગમત આપું.

"હવે તો મઝાની ઉંઘ આવે એવું હું ઇચ્છું છું," **મી૦ બીગલ** બોલ્યો. એટલું કહીને તે બીછાણાંમાં પડયો.

"મ્યુ, મ્યુ !" **વેલેનતાઇને મી૦ બીગલના** કોચતળે સાદ નાખ્યો.

"હીશ ? મારરે પેલી બીલાડીને !" **મી૦ બીગલ** બોલ્યો. "ઓહો, બાઇ ! તમને તો કોઇબી રવેશે બહાર પાહોંચાડવાં જોઇએ !"

**બીગલ** સાહેબ તુર્ત કોચ ઉપરથી ઉતર્યો, અને દરવાજો ઉઘાડી પોતાના હાથમાં જે કાંઇ આવ્યું તે કોચની તળે ફેંકતા એવી આશાથી કે બિલાડી તેના હુકમ પ્રમાણે ચાલી બહાર જતી રેહે. જ્યારે **વેલેનતાઇને** દાદરભણી સાદ નાખી "મ્યુ, મ્યુ" કર્યું, એટલે **બીગલ** સાહેબને ધીરજ આવી અને તેણે ખોદાનું નામ લઈ પાછો બીછાણામાં પગ મુકયો પણ હજુર તો તે લેટયો નહિ એટલામાં **વેલેનતાઈનની** મેહેરબાનીથી પાછા "મ્યુ, મ્યુ" ના સાદ નિકલ્યા.

"અરે વળી મિલાડી બાઇ પાછાં આવ્યાં કે !" **બીગલ** અનકરામાં બોલ્યો "હું તો સમજયો કે તમે બહાર પધારયાં હશો ! (**વેલેનતાઈનને**) એ ભાઈ આ ચંડાળની જનીનો સાદ તમને સંભળાય છે કે ?" પણ જવાબમાં **વેલેનતાઇને** ઘોરવાનો અવાજ કાઢયા અને પાછું "મ્યુ, મ્યુ" કરવાનું ચાલુ કીધું.

"ખરી વાત કે રોજને રોજ એ બિલાડી બાઇ આપણી ખબર લેતી નથી," **મી૦ બીગલ** બિછાણામાં-થી બહાર કુદી પડી બોલ્યો. "મારે કાંઇ તમારી ખબર લેવાનો વિચાર નથી, નહિ તો કે જબરો જોલાબ તમને આપ્યો હોત!" અને તેણે "હિસ, હિસ, ચાલુ કીધું, **વેલેનતાઇને** પોતાના કોચને નખરીઆં માર્યાં જેથી **મી૦ બીગલ** સમજયો કે બિલાડી બારણા આગળ ગઇ છે. તેણે તેવું સમજી પોતાના પલંગ ઉપરનો તકીઓ ઉપાડી દરવાજા તરફ જોરથી ફેંકયો અને બારણાં વાસી પાછો બિછાણામાં કરાર પામવા તે પડયો પણ તકીઓ લેવાને ભુલી ગયો તેથી વળી પાછો કંટાળીને ઉઠયો.

આજ રાતનાં જોઇએ હજુર કેટલી વખત બિછાણે થી મને ઉઠવું પડશે, તે બોલ્યો. "ફીકર નહિ, એબી એક કસરત છે, અને આરોગયતાને મદદ આપે છે પણ આ જેવી કસરતતો—(તકીઆને) અરે પણ ભાઇ તું કયાં છે?"

ઘણાંએ ફાંફાં માર્યાં, ઘાણુંએ તંટોસ્યું, ઘણુંએ અં-ધારામાં ગોટું ખાધું પણ તકીઓ જલદીથી હાથ લાગો નહિ. 'ઓહો! તમે તો કેઠા અહિ દેખું, નહિ વારું?" તેણે તકીઓ ઉપાડી લીધો, અને જાણે તેને શિક્ષા કરતો હોય તેમ તેના પેટમાં મુકકાઓ લગાવ્યા, બાદ વળી ચાદર ઓઢી પાછો સુતો, 'જોઇએ, હવેતો જોઉં!'

"મિઅઉ! પીટ—મિઅઉ."

"અરે વલી પાછી આવી!

"મ્યુ!" **વેલેનતાઇને** જોરથી સાદ કાઢયો.

"હલ્લો, વલી બીજીબી ભરાઇ કે?

"મિયુ! મિયુ! મિયુ!" વધારે જોરથી જુદા જુદા સાદ નિકળયા.

"ઓહો ! કેટલી બધી ! જાને આજ રાતના નાચ રંગ ચલાવા તેઓ અહિં ઉતરી પડી છે.

**વેલેનતાઇને** હવે તો ઉપરાસાપરી અને જોરથી સાદ ચાલુ રાખ્યા.

હવે **મી૦ બીગલને** વાસ્તે એવું કહે છે કે તે સ્વભાવે ઘણો થંડો હતો. તેની ઉકમાઇ એ હતી કે તેને કોઇ દિવસ પોતાનો મિઝાજ ખોહયો ન હતો. પોતાની એ ઉકમાઇ તેની આ બારીક તપાસની વખતે તેને યાદ આવી તેથી તેને ડેડાવ કીધો હતો કે ગમે તે થાય પણ ઉસ્કેરાઇ જવું નહિ.

"પોકારો ! બાઇઓ પોકારો ! **બીગલ** બોલ્યો. "હું તો એટલુંજ માંગું છું કે તમારાં કારણસર હું કાંઇ બિહીવું નહિ. વળી પાછી ભરાઇ કે ? એબી એક દુવાજ છે કેમ, **(વેલેનતાઇને)** રે ભાઇ ! આ દેવઝાદાંઓનો સાદ તમને સંભળાતો નહિ કે ?"

પણ **વેલેનતાઇને** ઘુરવાનું પાછું જોરથી ચાલુ રાખ્યું. "ઠીક, આબી એક મજાહજ છે, તે બિછાણામાં ઉઠી બેસી બોલ્યો. "તમને સંભળાતું નથી કે ? ભર ઊંઘમાં પડવાને શકિતવાન થવું એબી એક સુખજ છે. આ ટીકા ચાલતી વેળા બિલાડાંઓનો ગોઘાટ આગળ કરતાં અતિ જોર ઉપર આવી ગયો.

"અરે હવે શું કરૂં ?" તે બોલ્યો "અને પેલો ઢોર ઊંઘનો પાદશાહ તો જરાએ જાગતો નથી ? અરે, એઇ ! અરે શું તું એવું કેહેવા માંગે છે કે આ બિલાડાંના લશકરના ઘરપકડના અવાજ તને સંભળાતા નથી ?"

**વેલેનતાઇનને** કાંઇ જવાબ આપવાનો આવકાશ ન હતો, કારણ કે જ્યારે "મ્યુ મ્યુ મ્યુ" બંધ પડતું એટલે ઘોરવાનો અવાજ સંભળાતો હતો.

આખરે **બીગલ** સાહેબનો મિઝાજ હાથમાં રહ્યો નહિ; કારણકે દુશમનનું પેલું લશકરતો હેલીજ કરી રહ્યું હતું. તે બિચારો હવે જીવ ઉપર આવ્યો. તેણે પોતાના સાથી **વેલેનતાઈન** ઉપર જોરથી તકીઓ ફેંકયો, અને એટલો તો મોટો પોકાર કર્યો કે **વેલેનતાઇને** વિચાર કર્યો કે હવે વધારે વાર ઊંઘનો ઢોંગ કરી પડી રેહવું એ મૂર્ખાઇ ભરેલું કામ છે. તેણે જરા જરા બગાસા ખાવા માંડયાં અને પછી તે બોલ્યો, "એ કોણ?"

"એતો હું છું!" **બીગલ** બોલ્યો. "આ ચંડાળ બિલાડાંના અવાજ તમને સંભળાતા નથી?"

"હીસ!" **વેલેનતાઈન** બોલ્યો "અરે? બાપરે બાપે બિલાડાં!"

"બે?" મી૦ **બીગલ** બોલ્યો, "અરે કુડી એક તો બળ્યાં છે. ટોળે ટોળાંમાં ઉતરી પડી છે ગોયા તેમનું આખુ સંસ્થાનતો ઉતરી પડયું છે! અને તેઓનું શું કરવું તેની મને સમજ પડતી નથી."

"એનું કાંઇ નહિ," **વેલેનતાઇને** જવાબ દીધો, "તમે તમારે ઓઢીને સુઇ જાઓ, એતો પોતાની મેલે દફે થઇ જશે."

"સુઇ જાઓ કહેવું તો સેહેલું છે," **બીગલ** ફરફડીને બોલ્યો, "પણ ઉંઘાઇ કોણ મરે છે.—"

"આ બિલાડીને જાનમમાં નાખો! ખોદાએ દુન્યામાં બિલાડાંજ પેદા નહિ કર્યા હોત તો કેવું સારૂં થાત. જ્યારે એ છેડાય છે ત્યારે તો અતિ તુચ્છ બની જાય છે. એ સઘળામાં એક તો ઘણુંજ મસતાન દેખાય છે. તેને કોઇ ઠાર કરો રે!"

જ્યારે **બીગલ** એ માફક ટીકા કરતો હતો ત્યારે **વેલેનતાઇને** નાના મોટાં બિલાડાંના અવાજો કાઢયા. તેણે

આ વેળા એવો સોહોર મચાવી મુકયો કે જેથી તેને ટાઢ ચઢી અને તેની ચામડીનાં દરેક કાનાંમાંથી પરસેવો છુટયો.

"બાપરે આ તો અજાયબ જેવી વાત થઈ પડી છે. અરે આ મારી શી વળે થઈ છે. બાપુ, તું કોઈ દહાડે આગળ આવી રવેશે તોબાહ પડયો હતો! અરે ઓ દેવજાદાંઓ, હવે તમારે અહિંથી જવું છે કે નહિ?"

આ બોલતી વખતે તેણે અતિશય ચીરડાઈને પોતાના તકીઆ પોતાના કોચની હેઠળ, તેની સમજ મુજબ બિલાડાંઓને મારવા ફેંકયા; પણ તેમ કીધાથી સેહેજવારમાં કાંઈ ચીજ આખે ઓરડે આંધારામાં ગગડતી થઈ જેથી તે પસ્તાવો કરવા લાગ્યો.

"એ કોણ છે?" **મી૦ પ્લમપલી** જે બરાબર નિચેના ઓરડામાં સુતો હતો તે બોલ્યો. "એ કોણ છે? સંભળાય છે કે? બોલ, જવાબ દે નહિ તો તને એકદમ ગોળીથી મારીશ?" તરતજ પીસતોલ ફોડવાનો અવાજ નીકળ્યો. તે તેણે લગતા વલગતાઓની ખાત્રીને માટે ફોડી હતી.

"એ કોણ છે," તેણે ફરીથી પોકાર કીધો; "ભામતાઓ, હું હમણાં તમારી ખબર લઉં છું." હવે પ્લમપલીએ તે રાતના કાકરી અને કરચલાં ઘણાંજ ખાધાં હતાં તેથી તેને તરેહવાર સ્વપ્નાં આવ્યાં હતાં. તે માહેલાં એકમાં તેણે પીંડારાઓ તેને લુટે છે એવું દીઠું હતું; અને તેજ ઉપરથી તે બિહીને ઉઠયો હતો અને પેલી પીસતોલનો અવાજ કાઢવામાં લાગ્યો હતો.

"બીગલ!" રસ્તા ઉપરના દરવાજાના બારણાનો આવાજ નહિ થયાથી તે બોલ્યો.

"અરે, ઉપર આવ, ઉપર! એતો કાંઈ નથી મેહેબાની કરીને ઉપર આવ હું તને બધું જણાઉછું. વેલેનતાઇન, જરા બારણું ઉઘાડતો ભાઈ!' બીગલ બોલ્યો:

પણ વેલેનતાઇન પોતાનાં કામમાં એટલો રોકાય-લો હતો કે આવી અરજ ઉપર તેણે કાંઇ ધ્યાંન આપ્યું નહિ. તેજ પળે પ્લમપ્લીના પગ દાદર ઉપર સંભળાયા એટલે બીગલ જેને હવે જરા હિંમત આવી હતી તે બોલ્યો, "આવ, ભાઇ પ્લમપ્લી, અંદર આવ!"

"કેમ એ શું છે?" આ પુછતો તે ઓરડામાં દાખળ થયો તેના એક હાથમાં પીસતોલ અને બીજા હાથમાં દીવો હતો.

"નહિ કાંઇ નહિ," બીગલ બોલ્યો. "એતો મારા-થી ઘોંગાટ થયો હતો. અરે ભાઇ, મારી ઉપર બિલાડાંનાં લશકરે આજ રાતમાં ઘેરો નાખ્યો છે. તેઓ બબે કલાક થયા મારા પલંગ તળે રાગડા કાઢી મને રીઝવે છે, અને તેઓની મારા તકીઆથી ખબર લેતાં પેલું કાંઇ ગબડી ગયું છે અને તેથી તને હરકત થઇ બીજું કાંઇ નથી."

"બિલાડાં!" પ્લમપલીએ જવાબ દીધો. બિ-લાડાં ક્યાંથી આવ્યાં? અરે ભાઇ તેં રાતના કાકરી પુષ્ક-ળ ખાધી હતી તેથી તને સ્વપ્નાં આવ્યાં હશે બાકી અહિં તો બિલાડી કે ઉંદરનુ નામ પણ નથી.

"તમારી ભુલ છે,' બીગલે જવાબ દીધો "તે-ઓનાં ટોળેટોળાં અહિં ભરાયાં છે હું ઉપર સુવા આ-વ્યોછું ત્યારથી તેઓને હાંક્યા કરૂછું. જાયચ અને આવેચ! મારા જીવના સમ, આજે બારણું ઓછામાં ઓછું દોઢ-સો વખત ઉઘાડયું હશે અને પેલા ભાઇતો કરારે ઘો-રયાજ કરે છે."

'અરે ભાઇ, તમારી ભુલ છે, તમને કાંઇ સ્વપ્નાં આવતાં હશે. અહિં ઘેરમાંતો એક નામની પણ બિલાડી નથી.'

"મિયઉ ! મિયઉ !' વેલેનતાઇને અવાજ કાઢયો.

'કેમ શાહેબ' હુવેબી હું સ્વપ્નાં જોઉ છું કે?'

'અરે ખોદા !—પણ એ બિલાંડાં કાંઇ આપણાં ઘરનાં નથી.'

ઘરનાં નહિ તો બાહારનાં હોય તે હું શું જાણું.' હું તો એટલું જાંણુંછું કે તેઓ અહિં ભરાયલી છે.'

'તેઓ મારા હાથમાં આવે એમ નથી' ફ્લમપ્લી બોલ્યો, 'હિસ ! હિસ !' જ્યારે તેને જોયું કે ધમકીથી વલતુ નથી ત્યારે પટાવાના પોકારમાં 'પુસી, પુસી, પુસી ! તીટ તીટ, તીટ !' કરી કીધું.

'નિકળો અહિંથી, સેતાનની ઓલાદનાંઓ,' બીગલ જે હવે ઘણોજ ખીજવાઈ ગયો હતો તે બોલ્યો.

'તીટી, તીટી, તીટી, પુસ, પુસ, પુસ' ફ્લમપ્લી હાથમાં પીસ્તોલ ધરી બોલ્યો. તેણે એવી વકી રાખી હતી કે જે બીલાડી પેહેલી તેની નજરે પડે તેની તરફ પીસ્તોલ ફોડવી. પણ તેની સઘળી શાંત અને બારીક કોશીસ છતાં એકબી બિલાડીએ દેખાવ દીધો નહિ અને 'મ્યુ મ્યુ' ના પોકારો તો ઉપરાસાપરી નીકળ્યાજ કીધા.

'હવે એમનું શું કરીએ ?' ફ્લમપ્લીએ પુછ્યું. 'મને પોતાને બિલાડાંથી બિહીક લાગે છે.'

"ચાલો આપણે પેલા જુવાનને જગાડીએ; કદાચ તે એમની કાંઇ પરવા કરતો ન હશે,' બીગલે પુછ્યું.

'હોલ્લો !' ફ્લમપ્લીએ વેલેનતાઇનને હાક માર્યો.

'હલ્લો !' બીગલે પોકાર કર્યો; પણ વેલેનતાઇનતો ગોયા ભર ઉઘમાં હોય તેમ પડી રહ્યો જેથી તેને જગાડવાને વાસ્તે તેઓએ પોતાની ઓઢવાની ચાદર અને બંઢુસના બીદરાં કરી તે અને તકીઆ વેલેનતાઇન તરફ જોરથી ફેંક્યા.

'એ કોણ રે! એ શું છે?' **વેલેનતાઇને** થંડે પેટે પુછયું. તે એટલો બધો ડરી ગયો હતો કે તેને દિલે પરસેવાનાં ઝરાં છુટયાં હતાં.

'મારા જુવાન ભાઈ, ખોદાને ખાતર આ જુલમગાર બિલાડાંને અહિંથી મારી કાઢ' **પ્લમપ્લીએ** કહ્યું.

બિલાડી! કયાંછે? હિસ!' **વેલેનતાઇન** બોલ્યો.

'અરે એમાં કાંઈ વળ્યું નહિ. હિસ, હિસતો મેં બહુએ કીધુંછે. આખો જન્મારો હિસ હિસ કરો તો કાંઈ વળનાર નથી એમને તો મારી કાઢવાં જોઈએ. કેમ તમે પણ બિહોછો કે?'

"તેમનાથી બિહુંછું? થોડીક બિલાડીથી? પણ તેઓ છે કયાં તેતો કહો' **વેલેનતાઇન** બોલ્યો.

'મારા પલંગનીચે,' **બીગલે** પલંગ ઉપર બેઠાં બેઠાં જવાબ દીધો. 'સાબાસ, એ તે બ્હાદુરી. માર બા માર એ નાપાકજાદાંઓને, મંડી નાખ એમની મુદી.'

તાબડ તોબ **વેલેનતાઇન** બીછાણામાંથી દમામથી કુદી ઉભો અને તકીઆ જમીનપર મારતો મારતો તથા બિલાડાંના રડવાનો અવાજ કાઢતો છેક દાદર આગળ ગયો જયાંથી જાણે દુરથી અવાજ આવતા હોય તેમ નરમ સાદે 'મ્યુ મ્યુ' કરવા લાગ્યો.

'શુકરાના! હવે નાપાકો આખરે દફે થઇ!' **બીગલ** બોલ્યો. 'હવે જરા આપણને કરારે ઉંઘ આવેશે.' એ પછી **બીગલ** પલંગ ઉપરથી નીચે ઉતર્યો અને ઓરડાનાં ખુણાં ખંતોલાં તપાસી આવ્યો કે રખેને કોઈ બિલાડી ત્યાં ભરાઇને બેઠી હોય. પોતાની પુરતી ખાત્રી થવા પછી તેણે **પ્લમપ્લીને** નીચે જવા કહ્યું, અને બીછાનું દરસ્ત કીધું પણ હજુર તો પુરો પાધરો લેત્યો નહિ એટલામાં **વેલેનતાઇને** 'મ્યઉ' નો ધુજારો પાછો

ચાલુ કીધો જે સાંભળતાંજ **બીગલ** ચોંકીને પલંગ ઉપર સંકોચઈને તથા દાચાં વકાસીને બેઠો. 'અરે આ ચંડાળ એકલી કયાં ભરાઈ રહી હતી ! **વેલેનતાઇન** તરફ જોઈ **બીગલ** બોલ્યો. 'તોબાહ! આ તો પાછો ઘોરવા મંડી ગયો! જાણે નાનુ ચાર વરસનું બાલક બોલતાં ઉંઘમાં પડયું. રે ભાઈ! એ મી૦—' 'મ્યઉ,' **વેલેનતાઇને** સાદ સાદ નાખ્યો. 'અરે ચંડાળ, જીહાનમમાં તારો થાર થજે. જા અહિંથી નિકળ જરા મને કરાર લેવા દે, કમબખ્ત.' તેને હવે તપકીરની દાબડી માટે પલંગ ઉપર ફાફાં માર્યાં, તેમાંથી એક ફરૂકો લીધો, અને મનસે બોલ્યો 'હવે કરૂં કેમ? બચ્ચા **જોનાસ**, હવે હું એકલો શું કરૂં કાંઈ નહિ સબર,—

'મ્યઉ.'

ઓ બાપરે ઉપર ચઢેછે.

'એ ભાઈ, ઓ જુવાન્યા! અરે જરા ઉઠ, ભાઈ. હું તો તોબા પડયો છું. બસ જરા મને બીજા ઓરડામાં મારા બીછાણા સાથ મેલી આવ, તારી મેહરબાંની થશે. હવે હું આ ઓરડામાં નથી સુવાનો, પાછળી રાત થઈ છે અને કંટાળી ગયોછું.'

**વેલેનતાઇન** તેની એવી રીતથી મનમાં હસતો હસતો તેને બહાર લઈ જઈ બીજા ઓરડામાં મુકી આવ્યો અને પોતાના કતુકથી જે તેને મજાહ મળી તેથી ખુશી થતો ઉંઘાઈ ગયો.

સહવારમાં સર્વ જને ઉઠી ગઈ રાતના ગજબ માટે તરેહવાર ગપ્પા ચલાવ્યા જેમાં **બીગલના** રડાકુટાથી સઘળાં સાંભળનાર આડોસી પાડોસીઓને બહુ ગમત મળી, બાદ, **વેલેનતાઇન ગ્રુહમેનની** તલાસમાં બહાર નિકળ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.



### કુટુંબીઓનો ગભરાટ; વેલેનતાઇનનો લીલાંઉ- ખાણામાં અતિ રમુજી દેખાવ.

પેહેલ વેહેલું જે પોહોંચખાણું જણાયું ત્યાં જમ્યા પછી તે રાત્રે વેલેનતાઇન ગુદમેનને ઘરે ગયો; પણ ત્યાં જઇ તે જોય શું કે બારણા વાસેલાં હતાં અને એક પણ આદમી હતું નહિ તેથી તે ઓચીંતા ફેરફાર બનવાનું કારણ જાણવા માટે વૉલ્તરના ઘર તરફ જવા નિકળ્યો જ્યાં દરવાજા આગળ ગુદમેનની ચાકરડી હતી જેણીએ પોતાને મુકેલા તરેહવાર સવાલના જવાબમાં જણાવ્યું કે ગુદમેન તો પોતાની ધણીઆણી સાથ આખો દહાડો બહાર ગયો છે અને કે મીસ્તર અને મીસીસ હોરેસ તેમની સાથ આખો દિવસ થયો કાંઇ અગત્યનાં કામસર ગયાં છે કે જેઓ મધ્ય રાત્ર થતાં પેહેલાં ઘરે પાછાં ફરશે એવી વકી નથી.

'હું તારા સેઠને માટે એક રેકો મુકી જઇશ,' વેલેનતાઇન બોલ્યો, 'હું ધારૂં છું કે ઓરડામાં ખડીઓ કલમ હશે?'

'અરે,' તે છોકરી વેલેનતાઇનની આડે આવી બોલી, 'મીસીસ વૉલ્તરે ઓરડાને તાલું માર્યું છે; તેણી કોઇબી વખત જ્યારે બહાર જાય છે ત્યારે હમેશાં એમજ કરે છે.'

'પણ તેણી 'ડ્રાઇન્ગ રૂમ' બી બંધ કરી ગઇ છે કે?'

'હા, સાહેબ. પનેહ એક પોહોંચખાણું છે ત્યાં જઈ તમે ચીઠી લખી લાવો, હું જરૂર તે મારા સેઠને તેઓ આવશે તેવા આપીશ.'

આ વખતે **વૉલ્તર** પોતાના સવારના પોષાકમાં સપાટ ઉપરજ ઓરડામાંથી બહાર નિકળ્યો. તેને ખબર ન હતી કે દરવાજો ઉઘાડો હતો. તે માલા ઉપર જતો હતો જ્યારે તેને **વેલેનતાઇન** સાથે મેલાપ થયો.

'ઓ, કેમ છો, સાહેબ?' આ પુછતી વેલા પોતાને જે ગભરાત ઉત્પન થયો હતો તે છુપાવવાને તેણે કઢંગી કોશેસ કીધી, 'તમને જોઇ હું ખુશી થયો છું—અત્યંત ખુશી!—આવોની, અંદર આવોજી!' અને તેણે પેલી છોકરી તરફ ડોળા કકરાવી જોયું, જો કે તેમાં તેણીની કાંઇ કસુર હતી નહિ.

ઓરડામાં દાખલ થતાં **વેલેનતાઇને** આખાં કુટુંબને એક તેબલ ઉપર પાંથરેલા જઠાબંધ કાગલો વાંચવામાં રોકાયલું દીઠું; અને જો કે તેઓએ જેમ તેમ કરી ખોટાં ડોળ સાથ બા આબરૂથી તેની મુલાકાત લીધી તોપણ **વેલેનતાઇન** ચેત્યા વગર રહયો નહિ કે તે ત્યાં અનગમો પરોણો હતો.

'ત્યારે એમ બન્યું ખરૂં કે પેલો ઘરડો ધાંખરો વટાણા વાવી ગયો અને તમને ધકેલામાં પડવું થયું,' **હોરેસ ગુદમેનની** લોખંડની પેટી સંતાડતો બોલ્યો. 'વળી પાછી એ બુઢાને પગે સાવરણી લાગી છે.'

'હું ધારૂં છું કે કાંઇ આફત તેની ઉપર વિટતું ન હોય!' **વેલેનતાઇને** પુછયું.

'અરે નહિ, તેવું કાંઇ નથી!' **હોરેસ** બોલ્યો. 'પણ તમે જાણો છો કે તે એવો રંગીલો બહારનો બ્રાહ્મણ છે કે આપણા હાથમાં આવવો મુશકેળ છે.'

'હું બિહું છું કે રખેને તે કોઇ ખરાબ સટ્ટામાં રોકાયલો હોય!' **વેલેનતાઇન** બોલ્યો, 'અને તેથી ગુચવાડામાં આવી જાય!'

'સટ્ટો !' **હોરેસ** બોલ્યો, 'ચાલ, વાતતો ઠીક કાઢી ! અરે તમને એવો વિચારબી કેમ આવ્યો ! **ગુડમેનનો** દિલગુરદો એટલો મોટો ખરો કેની કે તે સટ્ટામાં નાણું કાઢી આપશે. અરે ભાઈ ચમડી તુટે પણ દમડી ન છુટે.'

'પ્યારા **હોરેસ**,' **મીસીસ ગુડમેન** બોલી, 'તું સારી પેઠે જાણે છે કે **ગુડમેન** એક મોટો સટોરીઓ છે તે છતાં એ શું બકી રહ્યો છે.'

'અરે, હા, ખરી વાત જો !' **હોરેસ** જે પોતાનો "પાતિ" ભુલી ગયો હતો તે પાછી શુદ્ધ ઠેકાણે લાવતાં બોલ્યો.

'વાત એ છે, **મી૦ વેલેનતાઇન**,' **વૉલ્તર** બોલ્યો, 'કે થોડુંક થયું **ગુડમેન** કોઈ ખટપટમાં પડેલો રહે છે, અને તેટલાં સીજે આજ બધે અઠવાડયાં થયાં તે મળવો મુશ્કેળ પડે છે, સમજ્યા ?'

**વેલેનતાઇને** ડોકું ધુણાવ્યું કારણકે તેને જે કાંઈ તેઓ સમજાવવા માંગતાં હતાં તે તે સમજ્યો ખરો; પણ કાંઈ વધારે નહિ. તે મનસે બોલ્યો, 'પરડા પછવાડે કાંઇ છે; આ લોકોનું બોલવું અને અંદરખાણેના ઇસારા જ્યાં છે ત્યાં કાંઈ મતલબ ધરાવે છે.' એટલું વમાસતાં તે સઘળાંઓના પછારા તરફ નિહાળીને જોતો રહ્યો.

'અને સરદાર, તમે હવે શુ કરવા ધારો છો,' **હોરેસે** પુછયું 'તમારી મતલબ આ નાનકડાં ગામમાં રહેવાની છે યા પાછું જવાની છે ?"

'શું વિચાર કરૂં,' **વેલેનતાઇને** જવાબ દીધો, "બનાવ એટલો ઓચીંતો આવી બન્યો છે કે મેં હજી કાંઇ ઠેડાવ કર્યો નથી.'

'માસે ભાઈ પોતાનાં મારી ઉપરનાં પત્રમાં તમને તમારે શેહેર પાછા જવાને સલ્લાહ આપે છે; અને વળી

તે લખે છે કે જ્યારે સઘળું નક્કી થશે એટલે તે તમને પાછા બોલાવશે,' વૉલ્તર બોલ્યો.

'એ રવેશે તેણે મને એકદમ લખી જણાવ્યું હોત તો હું એકદમ તેની સલ્લાહ ઉપર અમલ કરવામાં લાવ્યો હોત; પણ જ્યારે એમજ છે કે તેણે કાંઈ મને જણાવ્યું નથી ત્યારે મારી પોતાનીજ લાગણીને મારા રાહબર તરીકે લેખવાને હું વાજબી સમજું છું—પણ મને અચરતી લાગે છે કે તેણે મારી ઉપર એ બાબે પત્ર કેમ નહી લખ્યો !

'આપણે હજારો હજાર માફ માગવી ઘટે છે,' ગુદમેનની સ્ત્રી ત્રણ ચાર ચર્મપત્રને ટાંચણીથી એકઠાં કરતાં બોલી, 'પણ હું આશા રાખું છું કે બીજી વેળા તમારાં મુબારક કદમ અત્રે લાવવાની અમારી ઉપર નવાજેશ કરશો ત્યારે કાંઈ અમે એટલાં અતિશય કામમાં રોકાયલાં રહીશું નહિ.'

'હાલ તમે બહાર કયે ઠેકાણે રહેવા જવાનું નક્કી કર્યું છે?' હોરેસે પુછ્યું.

'તેની મને જરા સુઝ પડતી નથી.' વેલેનતાઇને જવાબ દીધો.

'હું ઘણી દિલગીર છું;' ગુદમેનની બાયડી બોલી, 'કે મારી પાસ હાલ એકબી બીછાણું તમને આપવા ફાલતું નથી; પણ બેલાશક કોઈ કામકાજ હોય તો સુખે આવજો.'

'મારી પેટીઓ હું કાલે મંગાઉ તો મોકલજો.'

'કાં નહિ? જરૂર મોકલીશું, અને તે બરાબર તમને પોહોંચે તે માટે હું પોતે ગોઠવણ કરીશ,' વૉલ્તર બોલ્યો.

'ઓહો, તા, તા, મારા મિત્ર, કેડે તમે જાઓ તો સંભાળજો, અને કયાં જશો તે અમને જણાવજો.'

**વેલેનતાઇને** તેમ કરવાને હા **કહી** અને સ્ત્રીઓની રજા લઇ ચાલતી પકડી જ્યારે **વૉલ્તર** તેની ઉપર માન અકરામ વરસાવવાની બાબદમાં થોડો થોડો થઇ ગયો અને તેને દરવાજા સુધી રવાના કરવા ગયો. **વેલેનતાઇનની** પકી ખાત્રી થઇ હતી કે **ગુદમેનના** બાબમાં ઘણુંજ ખોટું થયું છે. મોહોલ્લામાંથી પસાર થતાં જે ઘરમાં **ગુદમેન** સાથ રહ્યો હતો તે ઘર આગળ આવ્યો અને જોયું કે બરાબર તેની સામેના ઘરમાં ‘ છડા ગ્રહસ્થ માટે ઓરડા ભાડે આપવાના છે ’ એવું પાટ્યું મારેલું હતું. **ગુદમેનનાં** કુટુંબની ઉપર તેને મજબુત શક હતો તેથી તેમની હીલચાલ અને ચાળા જોવા તેણે તુર્ત ત્યાં એક ઓરડો ભાડે લીધો. ત્યાં પોતાની બારી આગળ તેને બેઠાને લાંબો વખત થયો નહિ એટલામાં **વૉલ્તર, હોરેસ,** તેની બાયડી, ચાકરડી, અને બે મજુરોને **ગુદમેનનાં** ઘરમાં જતાં દીઠાં. અંદર જતાંજ બારણું બંધ થયું, અને ત્યાર પછી તેઓ ઉપરની બારીએથી **વૉલ્તર** પાસેથી કયો સામાન લઇ જવો તે બાબે ખુલાસો મેળવતાં હતાં અને ત્યાર પછી થોડેક વખતે **હોરેસ** અને તેની બાયડીને ઘર સોંપીને સઘળાં જતાં રહ્યાં. સાંજ પડતાં દરવાજા બંધ થયા જ્યારે **વેલેનતાઇન** જે આગળી રાતે **મી૦ બીગલ** અને તેની બિલાડીઓથી થાકી ગયો હતો અને બરાબર ઊંઘાયો ન હતો તે તે રાત્રે ભર ઊંઘમાં પડયો અને સવારમાં ઉઠી સકારે નાસતો કરી તેયાર થયો. **ગુદમેનનાં** ઘરમાં છેક બામદાદથી ધાંધલ ચાલતી હતી. ત્યાં તે ગ્રહસ્થના સામાનના જુદા જુદા ‘ લાત ’ કરવામાં આવતા હતા જેથી **વેલેનતાઇન** સમજયો કે તે વેચવા કાઢયો હતો. કેટલોક સામાન ગાડાંમાં ભરી **વૉલ્તરને** ઘરે લઇ જવામાં આવ્યો. સાંજની વે-

બાએ **વેલેનતાઈન** ગાડીમાં બેસી લાંબો ફાવો લઈ ગુદ-**મેનનાં** ઘરે પોતાનાં પેટી પેટારા માટે ગયો જ્યારે તેને જોતાંજ તેઓના ચેહેરા ઉપર ગભરાત જણાયો. ત્યાંથી પાછો લાંબે રસ્તે થઈ પોતાના મુકામ ઉપર ગયો જ્યાં તેણે વર્તમાન પત્રમાં એક ગ્રહસ્થનો સામાન લીલાંઉથી વેચી નાખવાનો છે એવું વાંચ્યું. બીજે દિવસે બપોરમાં કલાક ૧૨ ને સુમારે તે લીલાંઉખાણામાં ગયો. ત્યાં વચ્ચોવચ-માં એક ગોળ તેબલ હતી જેની આસપાસ ઘણાક યાહુદી-ઓ બેઠેલા હતા જેઓ ચોકસ દાગીનાઓ ચોકસ રકમે જવા દેવા અને કેટલાક સારા દાગીના ખ્રિસ્તીઓના હાથ જવા નહિ દેવાને મનસુબો ચલાવતા હતા. ત્યાં **વાલ્તર** અને તેનું કુટુંબ હતાં જેઓ **વેલેનતાઇનને** જોતાંજ ત-દન ફિક્કાં પડી ગયાં. થોડા વખતમાં એક લાંબો અને ગોરો શખ્સ તેબલ આગળ આવ્યો. તે ત્યાં રાખેલા એક ગોળ માંચરા ઉપર ચઢયો અને સામાન વિષે લોકોને સમજાવવા લાગ્યો. તે ટુંકી નજરનો હતો. તેણે દાગી-ના વેચવા માંડયા. પેહેલો લાતતો વગર હરકતે વેચાયો; પણ જ્યારે બીજો લાત, જે બિચારા ભલા **ગુદમેનની** લ-ખવાની તેબલ હતી અને જેની કિમ્મત ૨૨૦ થી ૨૨૫) સુધીની હતી તે વેચવાની તૈયારી ચાલી ત્યારે તેણે હર-કત કરવાનો ઠડાવ કીધો. એક યાહુદીએ ૧ પૌન્દની બીદ કીધી.

'એક પૌન્દની બીદ,' લીલાંઉવાળો બોલ્યો.

'ત્રીસ શીલીન્ગ,' **વેલેનતાઇન** સાદ બદલી બોલ્યો.

'ત્રીસ શીલીન્ગ; એક ઊંચી સુગંધી લાકડાંની તે-બલ, ચોર વકીરા સાથની, આખી, ત્રીસ શીલીન્ગે જાય છે.'

'બે પૌન્દ,' **વેલેનતાઇન** બીજા સાદમાં બોલ્યો.

'બે પૌન્દની બીદ, જાય છે, બે પૌન્દમાં જાય છે.'

'પાંચ,' એક યાહુદી બોલ્યો.

'બે પૌન્દ પાંચ શીલીન્ગ.

'બે પૌન્દ, દસ શીલીન્ગ.' વેલેનતાઈન બોલ્યો.

'ત્રણ પૌન્દ—ત્રણની બીદ—ત્રણ પૌન્દ—

'દસ'

'દસ—સાબાસ—ત્રણ પૌન્દ દસ શીલીન્ગમાં એક કિમ્મતી તેબલ જાય છે.

'ચાર પૌન્દ.'

'ચાર પૌન્દની બીદ—કોઈ વધેચ ?'

'ચાર પૌન્દ દસ શીલીન્ગ.—બે જણના ચાર—દસ છે.'

'પંદર.' ચાર—પંદર—જાય છે. ચાર પૌન્દ ૧૫ શીલીન્ગમાં જાય છે.

'પાંચ પૌન્દ.'

'પાંચ પૌન્દ, કોઈ વધે છે ?'

'પાંચ—દસ.'

'છ પૌન્દ.'

'છ પૌન્દ, એક ઘણીજ કિમ્મતી તેબલ જાય છે—માત્ર છ પૌન્દમાં જાય છે.

'છ—દસ.'—'છ, દસે જાય છે.'

'સાત પૌન્દ બીદ.'

'જાય છે—સાત પૌન્દ—થ્રી તાઈમ્સ.'

યાહુદી પોતપોતામાં ઝઘડો કરવા લાગ્યા. તેઓ સમજ્યા કે તેબલમાં કાંઈ નોત, સોનુ રૂપું કે જવાહીર હશે.

'શું નામ, સાહેબ !'

'ગુદમેન !' વેલેનતાઈન બરાબર ગુદમેનનાજ આવાજે બોલ્યો, જ્યારે વૉહ્તર અને તેનાં સઘળાં સગાં ગુદમેનનો સાદ પીછાણી તુર્ત ચોંક્યાં અને ચોતરફ ન-

જર ફેંકી તેને શોધવા લાગ્યાં. જે તરફથી અવાજ નિકલ્યો હતો ત્યાં મેહેતો ગયો, પણ ખરીદનારતો જણાયો નહિ.

'આ તેબલ કોણે ખરીદી?' લીલાંઉવાળાએ પુછયું; પણ કાંઇ જવાબ મલ્યો નહિ.

'લાવો, એજ દાગીનો ફરીથી મુકો,' એક યાહુધી બોલ્યો.

તે દાગીનો ફરીથી મુકવામાં આવ્યો જ્યાં તે પાછો વધીને સાત પૌન્દ સુધી ઠોકાયો. જ્યારે ખરીદનારનું નામ પુછવામાં આવ્યું ત્યારે **વેલેનતાઇને** પાછું **ગુદમેનનું** નામ આપ્યું.

'**ગુદમેન** પાછો?' એક યાહુધી બોલ્યો.

મેહેતાએ ખરીદનારને જોવા નજર કીધી જ્યારે **ગુદમેનનું** નામ સાંભળતાંજ વૉલ્તર અને તેનાં કુટુંબના ચેહેરા ફિક્કા પડી ગયલા જોઇ **વેલેનતાઇને** એવો વિચાર કીધો કે જ્યાં છે ત્યાં તેઓએ **ગુદમેનને** મારી નાખ્યોછે.

જ્યારે લીલાંઉવાળાને ખરીદનાર શખસ મળી આવ્યો નહિ ત્યારે તે બોલ્યો, 'આ તાઝુબીની વાત છે. અગર કોઇ શખસો અહિં હરકત કરવાના હેતુથી દાખલ થયા હોય તો તેઓને ધક્કા મારી બહાર કાઢવામાં આવે તે પેહેલાં તેઓએ પોતે જવાની તસદ્દી લેવી. આ રીતે અમારો વખત અમે ખોહી શકતા નથી. તેબલ બાજુએ મુકો, અને બીજો લાત લાવો. ગ્રહસ્થો, બીજો લાત રૂપાંનો થાદાણીનો સત છે.'

તરતજ ત્રીસ શીલીન્ગથી યાહુધીઓ વધી ચાર પૌન્દ પર આવ્યા અને ચાર પૌન્દથી **વેલેનતાઇન** વધી દસ પૌન્દ પર લઇ ગયો. જ્યારે "થ્રી તાઇમ" થોકાયું ત્યારે વળી ખરીદનાર કોણ હતો તે કોઈ જણાયો નહિ.

'આની શી મતલબ છે ?' લીલાંઉવાળાએ ગુસ્સામાં પુછયું. 'આ લાત કોણે ખરીદ કીધો ?'

'**ગુદમેન** !' **વેલેનતાઇન** બોલ્યો. આ નામ સાંભળતાંજ **વૉલ્તર**ની બાયડી કીકીયારી પાડી બેશુદ્ધ થઇ પડી.

'તોબાહ, તોબાહ, વળી **ગુદમેન** ! પણ **ગુદમેન** ક્યાં છે ? કોઇજ નહિ પણ **ગુદમેન** !'

જ્યારે **વોલ્તરની** બાયડીને ઓરડામાંથી બહાર બેશુદ્ધ હાલતે લઇ જવામાં આવી ત્યારે ત્યાં હાજર થયલા યાહુધીઓ અજબ થઇ તેણીની તરફ જોવા પડી ગયા.

'આ ઘણું અજાયબ જેવું છે,' એક યાહુધી બોલ્યો, 'જો આ રીત ચાલુ રહી તો આપણાથી આગળ વધાય એ મુશ્કેળ કામ ધરાવે છે. **ગુદમેન**, પણ **ગુદમેન** છે ક્યાં ? તે કોણ છે તેબી કોઇ જાણતું નથી !'

'**મી૦ ગુદમેન** ક્યાં છે ?' લીલાંઉવાળો બોલ્યો. 'મેહેરબાની કરી તે અહિં આગળ આવશે ?'

વળી **ગુદમેન**નું નામ સાંભલતાંજ **વૉલ્તરથી** ઉભું રહેવાયું નહિ એટલે તે **હોરેસના** હાથમાં પડયો, જે તેને એક દલાલની મદદથી પડોસમાંના ઓરડામાં લઇ ગયો.

'આ ગ્રહસ્થતો બેશુદ્ધ થયો છે,' એક યાહુધી બોલ્યો, 'હવે આ લાતનું શું કરીએ ?

'બાજુએ મુકો,' લીલાંઉવાળો બોલ્યો, 'અને અનવો લાત લેવો. આ એક સુંદર નકસીની ફ્રેમવાલી આરસી છે.'

યાહુધીઓએ તેની કીમ્મત સારી વધારી અને **વેલેનતાઇને** બીજાના સાદે તેની અસલ કિમ્મત કરતાં પાંચ ઘણી વધારી મુકી જ્યારે લીલાંઉવાળાએ છેલ્લા બીદરનું

નામ પુછયું એટલે વળી 'ગુદમેન' નામ આપવામાં આવ્યું.

'અરે હજી ગુદમેન!' એક યાહુધી બોલ્યો. 'શું એકનો એકજ ખરીદીઆ કરશે?'

'બસ બા, હવે આગળ ચલાવવામાં કાંઈ સાર નથી,' એટલું કહી તે માચરા ઉપરથી ઉતર્યો અને જે ઓરડામાં પ્રજતા, ખસ્નેહ જીગર વૉલ્તરને લઇ ગયા હતા ત્યાં તે ગયો. જેટલો વખત તે ત્યાં હતો તેટલો વખત સઘળા યાહુધીઓ તેની થી-થા કરતા હતા. તેઓ માંહેલા એકે બીજાની તોપી ધરી કહ્યું મી૦ ગુદગેન, મારા વહાલા! આ સઘળા લાત તમેજ લેશો કે?' એ બોલોથી મોટી હસાહસ ચાલી, જે લીલાંઉવાળાના આવવાથી અટકી.

'ચાલો, ગ્રહસ્થો આપણે આગળ કામ ચલાવ્યે,' લીલાંઉવાળો માચરા ઉપર પાછો ચઢી બોલ્યો.

એક નવો દાગીનો લાવવામાં આવ્યો. બીદ પાછી ચાલુ થઈ; પણ પરિણામમાં પાછું ગુદમેનનું નામ.

આખરે વેલેનતાઈન મોટે સાદે બોલ્યો જે સાદ દેખીતો સામેની બાજુએથી આવતો જણાયો,—'આ વેચાંણ ચલાવવાની કોણે સતા આપી?'

'મી૦ ગુદમેન,' લીલાંઉવાળાએ જવાબ દીધો.

'ગુતમાન,' કેટલાક યાહુધીઓ બુમ પાડી ઉઠયા.

'તેને કાંઈ સતા નથી,' વેલેનતાઇન બોલ્યો, 'સામાન કાંઈ તેનો નથી.'

'તેમાં શું થયું,' કેટલાક યાહુધીઓ બોલ્યા, 'પેલો ગ્રહસ્થ જોખમદાર છે, જો તે ચોરી લાવ્યો હશે તો—!'

'સતા નથી, તો બોલનાર શખસ મેહેરબાની કરી મારી સાથે પેલા ઓરડામાં આવશે?' એમ કહેતો લી-

લાંઉવાળો જે ઓરડામાં **વોલ્તરને** સુવાડયો હતો ત્યાં ગયો; પણ કોઈ શખ્સ તેની પુઠે ગયો નહિ. તેના અંદર જવા પછી યાહુધીઓ હસવામાં વારાફરતો એકેક દાગીનો હાથમાં લઈ બીદ માંગે અને બીદર તરીકે **મી૦ ગુદમેનનું** નામ પોતેજ બોલે. કોઈ હાથમાં પોતાના ફાટાં ઈસ્તાકીંગ ઊંચે ધરી કહે, '**મી૦ ગુદમેન** મારાં સ્તાકીંગ વેચતાં લેશો !' કોઈ હસવામાં કહે, '**મી૦ ગુદમેન**, મારાં ખાસડાંનું શું આપશો ?' કોઇ કહે, '**મી૦ ગુદમેન**, મારો ખમીશ વેચવો છે તેની શું બીદ કરો છો ?' વળી કોઈ કહે, 'હું પોતાને વેચું છું, **મી૦ ગુદમેન**, મારૂં શું આપશો !' વગેરે અનેક પ્રકારના થઠ્ઠાથી લીલાંઉખાણું ગાજી રહ્યું હતું જ્યારે લીલાંઉવાળો પાછો પોતાની તેબલ આગળ આવી બોલ્યો, 'ગ્રહસ્થો, આજે લીલાંઉનું કામ આગળ ચાલે એવું નથી. હું ઘણો દિલગીર છું કે તમને મેહેનત પડી છે અને કે તમારો કિમ્મતી વખત ફોકટ ગયો છે; પણ તેટલા કાજે ખોટું કરનારાઓને ઉત્તેજન આપવું એ મારૂં કામ નથી.'

એ સખુનથી સઘળા યાહુધીઓ ગુસ્સે થઈ ગયા અને આસ્તે આસ્તે તેમનું બડબડવાનું વધીને મોટી બાંગમાં ઉભરી નિકલ્યું કે જે સત્યાનાસની બારી જેવું થઈ પડયું. તેમને એવી હાલતે ઉશકેરાયલા જોઈ લીલાંઉવાળો ત્યાંથી બહાર નિકલ્યો અને પોતાના એક ઓરડામાં મજબુત કમાડવાસી ભરાઈ બેઠો.

ધન્ય છે બાહાદુર **વેલેનતાઇન** તારા કેવા પ્રતાપ !

---

## પ્રકરણ ૧૪ મું.



### વેલેનતાઇનનું ગીલ્ડહાલ તરફ રવાનાં થવું; ત્યાં ગોગ અને માગોગ નામના બે અસલી લડવયાઓનાં પુટલાંના મોંહોમાંથી તેનું આવાજ કાઢવું, અને ત્યાર પછી કોમન કાઉન્સીલની કચેરીમાં જવું.

લીલાંઉખાણામાંથી નિકળવા પછી **મી૦ ગુડમેનની** ખોળમાં તેના મિત્ર **મી૦ લેઢજર** નામના વેપારીની આફીસમાં **વેલેનતાઇન** ગયો. તે વેપારી નવરો બેઠેલો હતો તેને **વેલેનતાઇને** કહ્યું—

'મેહરબાન સાહેબ, એક અગત્યનાં કામસર હું તમારી સલ્લાહ પુછવા આવ્યો છું.'

'તે શું છે, મારા જુવાન મિત્ર?' **લેઢજરે** પુછયું. 'મારી નેક સલ્લાહ તારી ખીદમતમાં રજુ કરીશ. પણ તમારા **મી૦ ગુડમેનને** કાં નહિ પુછતા?'

'માત્ર એટલાજ કારણસર કે તે મને મળતો નથી,' **વેલેનતાઇને** જવાબ દીધો.

'શું, તમે આગળ આવી ગયા ત્યારથી હજી તમને તે મળ્યોજ નથી? તમને તે ઘરમાંબી મળતો નથી?'

'તે ઘરે પણ મળતો નથી તેથીજ હું તમને પુછું છું કે તેનું ઠેકાણું હું શી રવેશે મેળવી શકું!

'હું ખરૂં કહું છું કે હું કાંઇ અટકળ બાંધી શકતો નથી. તમે તેના ભાઇને મળ્યા હતા?'

'હું તેને મળ્યો હતો; પણ તે એવું કહે છે કે કાંઈ નુકસાનકારક સટ્ટો કર્યાને લીધે તે નાહાસતો ફરે છે.'

'ખરેખર!' **લેઢજર** પોતાનો ચોપડો લઈ કોઈ ચોકસ પાણું કાઢી તે તરફ ચોકસ નજરથી જોતો બોલ્યો.

'એ ઘણુંજ—ઘણુંજ અજાયબ જેવું છે,' ચોપડો બંધ કરતો તે બોલ્યો, 'કે તે વિષે હું કાંઈ જાણું નહિ! અહો! અલબતાં મોટી મુર્ખાઈ! હું તે વિષે તેને સઘળું ચેતાવતે, પણ જ્યારે માણસો પોતાની કમસમજે ચાલે એટલે તેના પરિણામ તેમને જરૂર ચાખવાં પડે. તોપણ તું કાંઈ તેથી તારા જીવને કુહુરાવ ના! હું હિમ્મતથી કહું છું કે રફતે રફતે બધું બરાબર થશે! મૂર્ખ જીવડા!'

'પણ આ આશ્ચર્ય જેવું નથી કે—'

'બીલકુલ નહિ! એ રવેશે ગુચવાડામાં આવેલા ૫૦) માણસોનાં નામ હું તારા આગળ કહી જાઊં—અને એક બીજાં અઠવાડયાંમાં—યાદ રાખજે કે બીજાં ૫૦)નાં નામ તું સાંભળશે. હું એ સમજું છું—મારી એ બાબે ખાત્રી છે—અને તે બાબે હું મારો હાથબી કલમ કરી આપું. પેહેલેથીજ કેમ ચાલતું હતું તે હું બધું જોતો હતો.

'પણ તેનાં ઘરનો સઘળો સામાન—'

'મારા જુવાન મિત્ર,' મી૦ લેદજર તેને અટકાવી બોલ્યો, 'તું મોટો થતો જશે તેમ તને વધારે ખબર પડશે.' એટલું બોલીને તેણે પોતાનો હાથ વેલેનતાઇનના ખભે થોકયો અને કહ્યું, 'એ બાબે કોઈને એક શબ્દ પણ કહીશ ના. તેમ કરવાથી ગુદમેનની આબરૂને ધોકો પોહોંચશે. કદાચ તે બીજી બાબદમાં પણ ગુચવાડામાં આવ્યો હોય, અને જો તેમ હશે તો રાબેતા મુજબ જરા પણ હાણી ઉપરથી બને છે તેમ માંગનારાઓ તેની ઉપર તુટી પડશે.'

'પણ મને તો એવો વિચાર હતો કે તે કોઈ સારી પુંજીવાલો ગ્રહસ્થ હતો.'

'અને તેમજ છે.' લેદજર બોલ્યો, 'પણ માણસો પોતાની પુંજીને નભાવી શકતા નથી, એક કલાકની

ખબરે માણસો પોતાનું દેણું આપી શકે એવા થોડા હોય છે. એક બેન્કની પણ એવીજ દુરદશા થઈ છે? એમજ-એમજ, મૂર્ખ જીવડા! ગુદમેનને સટ્ટો કરવાની કાંઈ જરૂર ન હતી; પણ હવે જો તું તેની આંટને જાલવવા માંગતો હોય તો એ વિષે કોઈ ચર્ચા, કાંઈ ગડબડ, કે પુછપરછ ચલાવીશ ના.'

વેલેનતાઇનને તેમ કરવાની કાંઈ ઇચ્છા હતી નહિ; અને જ્યારે તેણે જોયું કે લેદજર પાસેથી કાંઈ પત્તો મળી શકે એવું ન હતું ત્યારે ગુદમેનનાં કુટુંબના ચાળા ઉપર દેખરેખ રાખવાના હેતુથી તે ત્યાંથી નિકળ્યો. રાહમાં તે એક ગંજાવર ઇમારત આગળ આવ્યો, જ્યાંના દરવાજા ઉઘાડા હતા તેથી તે તેમાં દાખલ થયો. ડાબા હાથ ઉપર તેણે કોઈ બે મોટા પેહેલવાનનાં પુતળાં દીઠાં જે તે નિહાળીને જોવા લાગ્યો. જોઈ રહ્યો એટલામાં ત્યાં આવેલા બે નાનાં કદના વણકરો ઉપર તેની નજર પડી. તેઓ પેલાં પુતળાંનાં ગંજાવર કદ જોઈ અચરત થતા જણાતા હતા. એક કહે, બાપરે! બીલ, એના પગતો જો! હું ધારૂંચ કે એનાં "સ્તાકીંગનાં ગાર્તર" અલબતાં સાડાસાત વાર લાંબાં જોઈએ!'

'એમાં ગાગ ક્યો અને મેગાગ ક્યો?" તેના સોબતીએ પુછયું. તે સોબતી કોઈ—મોટો ભોળો ભટ દેખાતો હતો.

'કાં? જરા નાનો દેખાય છે તે ગાગ, અને જ્યારે કની તે દેવલમાં એકનો ટકોરો ઠોકાય ત્યારે તેઓબી પોતાને ઘરે જમવા જાય જો.'

"એ શું બોલે! જા, જા, બાયડીને સમજાવ.'

'ઠીક ત્યારે, જરા ઉભો રેહે, અને ત્યારે તારી ખાત્રી થશે.'

**વેલેનતાઇન** ઉભો ઉભો તેમની વચ્ચે ચાલેલી વાત સાંભળતો હતો. તે ભોળા દિલના આદમીઓ સાથ રમુજ મેળવવાને તેણે એકવાર નિશ્ચય કર્યો એટલે એક પુટળું બોલતું હોય તેમ તેણે સાદ નાખ્યો—'કેમરે પોરયાઓ, તમે મારી તરફ ટગોટગ શું જોયા કરો છો-એંહુ?'

પુટળાંને બોલતાં સાંભળી એક ગામડયો ફિક્કો ફચ પડી ગયો. તે બીજાનો હાથ ઝાલી તેની પછવાડે ભરાયો. જ્યારે **વેલેનતાઇને** તેજ પુટળાંમાં સાદ નાખી કહ્યું, 'નિકળો અહિંથી!'

'કેમરે, દુકતાઓ! મારા સોબતીનું અપમાન કેમ કરો છો?' બીજાં પુટળાંમાંથી અવાજ નિકળ્યો. 'દુર થાઓ, અહિંથી!'

એ સખુન સાંભળતાંજ બિચારા બંને ગમારોએ ગભરાતમાં દોડતા કે દરવાજા ભણી રાહ પકડી એટલે તેઓ સામેથી આવતા એક મોટા અમલદાર સાથ અથડયા. તે અમલદાર ઘણોજ નાજુક બાંધાનો અને ઠીંગણો પુરૂષ હતો. તેણે એક સોનેરી સાંકળી છાટી ઉપર અને તેના કદસાથ સરખાવતાં ઘણી મોટી એક તરવાર કંમરે લટકાવેલી હતી. આચકાથી જેવો તે જમીન ઉપર પડયો તેવાંજ લોકો તેની માવઝત કરવાને તુટી પડયાં. તેની સલામતી તેમજ તેને કાંઇ ઇજા થાય નહિ તે માટેની લોકોની કાલજી એટલી બધી હતી કે કાંઇ મના નહિ. જ્યારે તે અમલદારે સઘળાઓની ખાત્રી કીધી કે તેને કાંઇ ઇજા થઇ નથી ત્યારેજ લોકોનું ટોળું ત્યાંથી ચાલવા લાગ્યું. તે અમલદાર એક મોટા હાલમાં ગયો જ્યાં ઘણાક મોભાવાલા બીજા અમલદારો હતા. **વેલેનતાઇન** પણ ત્યાં ગયો અને જોય શું કે વડી ખુરસી ઉપર પેલોજ પડનાર શખસ હતો. ખબર કાઢતાં તેને માલુમ પડયું કે તે **લાર્ડ-**

**મેયર** પોતે હતો. તે દિવસનું સભાનું કામ જે અગત્યનું હતું તે તમામ થઇ ચુકું ત્યાં સુધી **વેલેનતાઇન** બોલ્યો પણ જ્યારે એક શખ્સ **તેમ્ઝ** નદીનો એક ચોકસ નાનો ફાંટો ગાલી કાઢવાની દરખાસ્ત કરવાને ઉઠયો એટલે **વેલેનતાઇને** 'બસ, બસ'ના પોકાર ચાલુ કરી મુકયા.

'મારા **લાર્ડ મેયર**,' તે સભાસદ બોલ્યો, 'કદાચ સાંમે બેઠેલા સભાસદને મનસે 'બસ' હોય, તો સૃષ્ટીની દરેક ચીજ તેમને માટે 'બસ' છે.'

'બેસી જા!' **વેલેનતાઇન** બોલ્યો.

'વાહ! અલબતાં, બેશક,' ભાષાનકર્તા પાછો બોલ્યો.

'મારા **લાર્ડ મેયર**, તેઓ મને—'

'સવાલને વળગી રહેવા કહે છે!' **વેલેનતાઇન** બોલ્યો.

'સવાલનેજ હું પણ વળગી રહ્યો છું. સવાલનેજ લગતી બાબદ ઉપર બોલતાં હું—'

'મૂર્ખમાં ખપું છું!' **વેલેનતાઇન** બોલ્યો. 'બેસી જા? તારી એબ ઉઘડે છે.'

'ચુપ, ચુપ, ચુપ!' કેટલાક સભાસદો ધમકાવી બોલ્યા.

'જે ગ્રહસ્થ આવી રીતે બોલવાની હિમ્મત કરે છે તે એક મર્દની માફક મેહેરબાની કરી બહાર નિકળી જે કહેવું હોય તે કહેશે?' ભાષાનકર્તા બોલ્યો.

તે તક લઇ **વેલેનતાઇને** એક **સભાસદ** જે એક ખુણાંમાં ઉંઘના ઝોંકા ખાતો હતો તેનાં નામની ખબર મેળવી, **અને** તરત તેનીજ તરફનો સાદ કાઢી બોલ્યો, **'મી૦ સ્નોબસન.'**

હવે **સ્નોબસનનાં** નામની બુમ ઉઠી. તે **સાંભળતાંજ** તે ડોળા ચોળતો ઉઠયો, જે કરવાને લોકો તેના ઢોંગ

સમજવા લાગ્યા. તે ગભરાતમાં પડયો. લોકો તેને માફ માગવા બોંહોંસ કરવા લાગ્યું, જ્યારે તે બોલ્યો, 'માફ, શા માટે; મેં એવું શું કર્યું છે, તે તો પેહેલાં કહો.'

'જો એ નામદાર સભાસદ એવા શબ્દ વાપરવામાં લાવ્યો હોય તો તેણે મેહેરબાની કરી પાછા ખેંચી લેવા,' **લાર્દ મેયર** બોલ્યો.

આ વખતે માંફી માટે મોટો પોકાર બરપા થયો, જ્યારે **સ્નોબસને** ખુલાસો કીધો કે પેહેલાં તો મારી ઉપર આરોપ શેનું છે તે મેહેરબાની કરી મને જણાવો એટલે હું તમે કહેશો તેમ કરીશ.

'એ નહિ ચાલે, બચ્ચા **સ્નોબસન!** એ ટાળ નહિ ચાલે!' **વેલેનતાઇન** એક જાણીતા સભાસદના સાદની બરાબર નકળ કરી બોલ્યો.

આ બોલ સાંભળતાંજ **લાર્દ મેયર** હવે તે બીચારા સભાસદ ઉપર ગુસ્સે થઇ બોલ્યો, 'હુ ખરેખર દિલગીર છું કે તમારી આ કઠોર ચાલ વિશે મને ટિકા કર્યા વગર ચાલતું નથી.'

'મારા **લાર્દ મેયર**,—જો એવું સમજવામાં આવે કે હું કાંઇ બોલ્યો છું તો તેમાં વળી એક બીજી ઉલથાપ ખાવો છો.'

'તું નહિતો વળી બીજું કોણ? બેસની છાંનો માંનો,' તેનીજ પછવાડે **વેલેનતાઇન** સાદ નાખી બોલ્યો, જ્યારે તે સભાસદે ચોંકીને પોતાની પછવાડે જોયું.

'ખચીત આ રીત કાંઇ નવાઇ જેવી લાગે છે. આવી રીતનું કાંમ આગળ કોઇ દિવસ ચાલેલું જોવામાં આવ્યું નથી,' **લાર્દ મેયર** બોલ્યો.

'તું તારૂં ફોડની, મુગો મુગો!' **વેલેનતાઇને** **લાર્દ મેયરને** કહ્યું.

'હું મારૂં પોતાનું ફોડું!' **મેયર** બોલ્યો, 'હું મારૂં પોતાનું ફોડું, એંહ?'

'હુયફ! હુયફ!' ધણાક સભાસદો બોલ્યા.

'હું મારૂં પોતાનું ફોડું, એંહ!'

જ્યારે તે ત્રીજી વેળાએ એમ બોલ્યો ત્યારે **વેલેનતાઇને** તે પેહેલાં શેહેરના પેહેલા કોટવાલના દરજ્જાની લગારે દરકાર કર્યા વગર ફરીથી કહ્યું, 'હા, તું તારૂં ફોડ?'

આ બોલવું સાંભળતાંજ સઘળા સભાસદોના દિલે ધ્રુજરાં જેવા કમકમાટ છુટયો. તેઓની વાચા શક્તિ ગોયા સ્તંબ્ધ થઈ ગઈ. સઘળાઓ ઝબાન ખેંચી બેઠા. કોઈથી કાંઈ બોલાયું કે ચવડી શકાયું નહિ. આખરે **મેયર** સાહેબ પોતે બોલ્યા, 'આજનાં અપમાનનો મને ખુલાસો મલવો જોઈએ.'

'ખુલાસો?' **વેલેનતાઇને** સાદ કાઢયો.

'ખુલાસો, હા, ખુલાસો. કોઈ નામદાર સભાસદ મને મારૂં પોતાનું ફોડી લેવા કહે છે; હું તેમજ કરૂં છું, હું વિનંતી કરી જણાવું છું કે હું તેમજ કરૂં છું. હું નામદાર સભાસદને જણાવવા માંગું છું કે તે મારૂં કામજ છે, અને તેને ફરીથી કહું છું કે જ્યાંસુધી હું આ ખુરસીમાં છું ત્યાંસુધી તેનું માન મારે જાલવવું પડશે.'

આ સુખન નીકળતાંજ **વેલેનતાઇને** એટલી હિમ્મત ચલાવી કે ત્રણ જુદે જુદે ઠેકાણેથી ખે, ખે, કરી હસવાનું કીધું.

'હું એ નામદાર સભાસદ પાસેથી એટલું માગું છું કે મારી દરજજાની પ્રતિષ્ઠા તે જાલવે' **મેયર** બોલ્યો દરજ્જો.'

'દરજ્જો, અં–હું!' **વેલેનતાઇન** બોલ્યો.

'હા, હું ફરીથી કહું છું કે મારા દરજ્જાને ઝાંખ લાગવા હું દઈશ નહિ.'

આ વખતે સાબાસીના પુકારો ઉઠયા, જે પુરેપુરા બંધ થયા નહિ એટલામાં એક જઈફ સભાસદ કોઈને થપકો આપવા ઉઠયો જ્યારે **વેલેનતાઇને** 'નામ–નામ–નામ' કરી પોકાર ઉઠાવ્યો જે સભાસદોએબી ઉંચકી આપ્યા. 'તે જઈફ બોલ્યો મને તેનું નામ ખબર નથી.'

હવે કમનસીબે **વેલેનતાઇન** એકજ સભાસદનું નામ જાણતો હતો તેથી તે બોલ્યો, '**સ્નોબસન.**'

'ના, ના ! હું નહિ,' **સ્નોબસન** બોલ્યો.

'મારી પોતાની તરફ જોતાં હું કાંઇ દરકાર કરૂં નહિ ; પણ વડા કોતવાલ તરીકેનો મારો દરજ્જો મને ચેતાવે છે કે અપમાન કરનારાની ખબર લેવી.'

'તું વડો કોતવાલ !' **વેલેનતાઇને** સાદ નાખ્યો. 'નહિ, નહિ, તું મશ્કેરી કરે છે.'

'મશ્કેરી !' ગભરાયલાં રૂપે **મેયર** બોલ્યો.

'તું શું એવું ધારે છે કે વડો કોતવાલ બનવાને હાલ તું લાયક છે ?' **વેલેનતાઇન** બોલ્યો. 'તારૂં વજન ભાગ્યે સવાસો રતલ થશે.'

આ રીતે અતેરૂં થયલું જોઇ એક સભાસદ ચિરડાઈને ઉઠયો. તેણે દરેક અપમાનના શબ્દની નોંધ કરી લેવાને સભાને વિનંતી કરી જે સુચણા પ્રમાણે તર્ત કરવામાં આવ્યું. તે બોલ્યો કે કોઈ સભાસદને **મેયરના** વજન સાથ શું કામ છે ? શું તે એવું સમજે છે કે **લાર્ડ મેયર** એક પાહાડ જેવું કદાવર અને બુલંદ આદમી જોઇએ ? શું તે વજન ઉપરથી માણસને આ મોટી પદ્દિ ઉપર લાવવા માગે છે ?'

'પણ એનાં હાડકાં ઉપર કાંઇ માસ જોઇએ કે નહિ ?' **વેલેનતાઇન** બોલનારની પછવાડે સાદ નાખી બોલ્યો.

'ત્રાસ, ખચીત આ તો કાંઈ અજાયબ જેવી ભુલ છે.'

આ પછી એક આઇરીશ સભાસદ કોઈ શબ્દ અશુદ્ધ બોલ્યો જ્યારે વેલેનતાઇને તેનાજ બોલમાં તેની મશ્કેરી કીધી જેથી લાર્ડ મેયર બોલ્યો કે 'હવે આવી રીત કદી ચાલશે નહિ?'

'ત્યારે એને શુદ્ધ બોલવા તું કાં નથી કહે તો?' વેલેનતાઈન બોલ્યો.

'ચુપ, ચુપ!' લાર્ડ મેયર બોલ્યો.

'શરમ છે! શરમ!' કેટલાક સભાસદ બોલ્યા.

'આજ દને કેટલાક નામદાર સભાસદોની વર્ત્તણુક આપણને ઘણીજ અનગમી તેમજ આપણાં કામને હરકત કરનારી થઈ છે તેથી ઘણીજ દિલગીરી સાથ આજની કચેરી બર્ખાસ્ત કરવાની મને ફરજ સમજવી પડે છે.' એટલું કહી તે ઉઠયો એટલે સર્વ સભા વિસર્જણ થઈ, અને આપણો મ્હાપ્રતાપી વેલેનતાઇન પણ ગીલ્દ-હાલ છોડી ગયો.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### વૉલ્તરનો ગભરાટ—તેનાં પાપી મનની દુર્દશા.

એવું કહે છે કે કેટલાક માણસોને જીગર હોતું નથી. તેવો હાલ વૉલ્તરનો હતો એમ બોલી શકાય. તેણે પોતાના ભાઈનો તમામ સામાન ખાનગી સાટાંથી વેચી નાખ્યો. તે વેચી નાખ્યા પછી થોડેક દિવસે વૉલ્તરની બાયડી બોલી.

'આ રીતે ચાલુ રાખવામાં કાંઇજ ફાયદા જેવું નથી. મને જુદું બીછાણું જોઇએ છે. ખરેખર કહું છું કે

હું હવે તારી સાથ સુઈ શકતી નથી. ખચીત મારાથી બને એવું નથી ; કારણકે તું ઉંઘમાં બડબડે છે, લવારાં કરે છે, ડચકાં ખાય છે, હાથ પગ પછાડે છે, લાતો લગાવે છે. ખચીત મારા પગ તારા એવા પછાડાથી છુંડાઇ ગયા છે. મારાથી હવે ખમી શકાતું નથી—અને જો તમે એજ રવેશો ચાલુ રાખો તો ખચીત તમારી આગળ રહેવું મને ભારી પડે.'

હોરેસની બાયડી તેણીની દયા ખાતી બોલી, 'એ ઘણીજ અનગમી વાત છે !'

"મારા વ્હાલા એ ખરેખર ભયંકાર વાત છે ? હું અજબ છું કે મારૂં મોત નથી આવતું. છેલ્લીજ રાત્રે—તમે માનજો—કે હું ઘણીજ થાકી ગઇ હતી હું પાંચ મીનીત પુરી પાધરી સુતી નહિ, એટલામાં તમે જમણી કોર દીધી અને પછી જોઇજ લેવો—સઘળાં કપડાંનું ઠેકાણુંજ ન મળે. ક્યાં ઢાબરી, ક્યાં શુજની, ક્યાં ચાદર, ચારસો—દરેક ચીજ ઉડાર પુડાર થયલી."

'એતો મારા હોરેસની ગત થઇ, તેબી જયારે થાકગો થઇ આવે છે ત્યારે એમજ કરે છે,' હોરેસની સ્ત્રી બોલી.

'અલબતાં,' હોરેસ બોલ્યો, 'હું નથી શું કરતો ?'

'કાં, તું જાણે છે કે જે નાપસંદ ચીજ હોય તેજ તું કર્યા જાય છે; તું કોર ફેરવે છે અને ઘોરે છે, અને—'

'હવે તે તો તું બોલી છે ! હું ઘોરૂં છું ?—ચાલ, એ તો ઠીક છે—હું તો કદી ઘોરતો નથી; મને તેની ઘણી છીત છે ! હું તેને ધિક્કારૂં છું–હું ઘોરી શકતોપણ નથી.'

'તોબાહ, હોરેસ !'

'પણ તું શું એવું મારાપાસ અંકે કરાવે છે કે જો હું ડુક્કરની માફક ઘોરવાને યત્ન કરૂં તો હું પોતે જાગી નહિ ઉઠું ?'

'વારૂં, પણ જ્યારે તમો બંધેજન પડોસના ઓર-ડામાં સુવો છો ત્યારે કોઇનો જબરો ઘોરવાનો અવાજ આવે છે, પછી ખોદા માલુમ તમે એ માંહેલું કોણ હશે?' **વાહ્તરની** બાયડી બોલી.

'અરે હા! તે તો પેલી **પૉલ** છે!' **હોરેસ** બોલ્યો, 'તે કોઇ જબરી ઘોરનાર છે.'

'અરે, અરે, **હોરેસ**!'

'તારા બાવા કદી ઘોરતા નથી,' **વૉહ્તરની** બાયડી બોલી, 'એ હું કબુલ કરૂં છું, પણ તેઓને ઉપરા સાપરી લાત લગાવવાની બુરી ટેવ છે.'

'ચાલ, જરા બીજો દારૂ લાવ!' **વાહ્તર** બોલ્યો.

'બસ, હવે વધારે ના પી, વ્હાલા!' તેની બાયડી બોલી, 'ઉપરા સાપરી પાંચ ગ્લાસ તો તું પી ચુકો છે. અગર બીજો પીએ, તો ઘણો થોડો પીજે અને તેબી ઘણો નરમ કરીને.'

'લાવ, બાતલી અહિં ધકેલ, હું મારા હાથે લેવશ.' તેને બ્રાન્દી પાણી ભેલ્યું અને મોટો ગોટ ઉઠાવી ખુબ લેહેરમાં સરાબની સ્તુતીમાં એક ગાયન ચલાવ્યું.

'ચાકરડી ઝારૂ ને બુટારા લાવે છે,' **હોરેસે** પોતાની હસમુખી બાયડીને કાનમાં કહ્યું. પછી તે પોતાના જઇફ બાપ તરફ જોઈ બોલ્યો, 'લેવોની, જરા ચીરૂત લેશો? આ એક મોટી ચીરૂત છે.'

'હવે એની અજમાયસ લેવો,' **ગુદમેનની** બાયડી બોલી. 'કેમ તમને ચીરૂત કેવી લાગે છે?'

'મને બીલકુલ ગમતી નથી; બચીત કાંઇ નજીસ ચીજ છે,' **વૉહ્તર** બોલ્યો, 'પણ આ પેટમાંના બ્લુરંગના સેતાનને ડાવો કરવાનું કાંઇ લાવની! ચીરૂતમાં શું વળ્યું!' (**ગુદમેનની સ્રીને,**) અરે એઇ, ઘરડી પોરી! 'નિ-

કળ, વહાલી શીકર! હું વિનવું છું કે તું. મુજથી દુર થા.' પન્ચનો એક પ્યાલો લાવ!

'અગર હોય દેહમાં શીકર કે દુઃખ.

થજો તે સર્વે સરાબથી દુર.'

અરે કોણ બિહેચ? બિહેચ કોણ, એંહ? આવ મરડી પોરી, એક ચુમ્બો આપ! રે પણ તું ગાતી કેમ નહિ? ચાલ, આપણે બધાં સાથે ગીતડાં ગાઇએ!'

'પેલું કામ ઠીક રચાયું હતું,' હોરેસ બોલ્યો, 'નહિ વારૂં?'

'ના ના; બીલકુલ નહિ! તેણે મને દીઠો- કામ બરાબર રચેલું નહિ-કાચુ કપાયું.'

'તેને કોણ જાણે કેવું લાગું હશે!' ઓરડાના ખાલી ભાગતરફ દેખાડી વૉલ્તર બોલ્યો, 'તેને પુછો! પનેહ તેને પુછો! આ પેલો રહ્યા તે!'

'કયાં?' હોરેસ બોલ્યો. સઘળાંઓએ જ્યાં વૉલ્તર આંગળી કરી દેખાડતો હતો તે ભણી જોયું.

'કાં, પનેહ! પેલું! તમે આંધળાં છો શું? એક કલાક થયો ત્યાં પેલો તે ઉભેલો છે!'

'અરે ખોદા! તું મને કેવો બિહીવડાવે છે, વૉલ્તર!' ગુદમેનની બાયડી બોલી. તું મારૂં લોહી ફરતું બંધ કરી નાખે છે. એમજ તેં ગઇ રાત્રેબી કીધું હતું. તું એવું બકી રહ્યો હતો કે ગુદમેન પલંગના પગ આગળ ઉભો હતો.'

'અને તે હતોજ!—પણ તેની દરકાર કોણ કરે છે!' અને તેણે જે જગા તરફ આંગળી કરી હતી તે તરફ ડોકું ધુણાવ્યું અને ગ્લાસ ઓતી દીધું. 'કાં, તું ગાતી કાં નહિ? વારૂં, લાવ, જરા બીજો દારૂ લાવ.'

'અરે પણ તમે તેને કયાં બાળ્યો?' હોરેસે પુછ્યું.

'ચુપ ! એમ ના બોલ, પેલો તે ત્યાં છે !'

'અરે, છી ! પણ તું તેને ક્યાં લઇ ગયો ?'

વૉલ્ટરે મીનબતી બાજુએ ખીસાડી, અને એક આંખ બંધ કીધી કે બીજીને વધારે જોર મળે. બાદ, હોરેસ તરફ આતુરતાથી જોઇ બોલ્યો, 'ખબરદાર, કાંઇ સવાલ પુછીશ ના. વારૂં, પણ 'બ્રાન્ડી-પાણી ક્યાં ગયું ?–દગલબાજ ટોળીવાળાઓ ! એને (ગુદમેનને) છુટો મુકવાને તેઓને કાંઇ સતા ન હતી. તેઓએ વચન દીધું હતું કે જ્યાં સુધી હું પૈસા મોકલ્યો જઇશ ત્યાં સુધી તેઓ તેને છોડશે નહિ ?' એટલું બોલતાં તે પોતાના હાથ આંખ ઉપર ઢાંકી ખુરસી ઉપર અઢેલાઇ પડયો, જેમાં તમાકુ અને બ્રાન્ડી–એ બંધેની ભેગી અસર તળે તે તુર્ત ઉંઘી ગયો.

'બસ તે હવે લેટ્યો છે, હોરેસ બોલ્યો, 'એને કોઇ જગાડશો મા. આગળ કોઇ વેળા આજના કરતાં અડધે હિસ્સે હાથમાંથી એ ગયો ન હતો.'

'પણ કેવું આશ્ચર્યકારક છે !' ગુદમેનની સ્ત્રી બોલી, 'નહિ વારૂં ? હજી એક ધીરજ છે કે તે સેવટ ઉપર ગયો નથી.'

'હવે તે તો ઠીક છે,' હોરેસ બોલ્યો. 'પણ એણે તેને ક્યાં પુરી મુકયો હશે ! એ વાતનો મને મોટો ગુચવાડો લાગે છે. તેણે તેને 'ઉઅર્ક હાઉસમાં' નહિ નાખ્યો હોય; યા તેને બંદીખાણે તો નહિ નખાવ્યો હોય. ખચીત આ વાત તો કોઇ જબરી અજાયબજેવી છે.'

'હાયબી, કે કદાચ તેને બહાર દેશાવર ખાતે રવાના કીધો હોય,' ગુદમેનની બાયડી બોલી.

'તેમ તો કદી નહિ,' હોરેસ બોલ્યો. 'તે તો કેઠે નજદીકમાંજ છે. વળી, તમે જાણોછો, કે તે એટલો મુર્ખ નથી કે તેને ત્યાં રખાય. ચુપ !' વૉલ્ટરને આળસ ખાતાં જોઇ તે બોલ્યો.

'એજ રવેસે આખી રાત કરે છે,' ગુદમેનની બાયડી ધીમે સાદે બોલી. 'ચપો, સાંભળો ! સ્વપ્નું જુવે છે !'

કેટલાક માણસો જીવે એવા પોચા હોય છે કે ઉંઘમાં તેઓ પોતાની સઘળી વાત બોલી દેછે, અને તેઓ માંહેલો એક વૉલ્તરું હતો.

'હવે, તારીથી થાય તે તું કરી લે !' વાલ્તર બોલ્યો. 'ચાહે તે કર-મને કાંઈ અલવાર આવનાર નથી !- સર્તીફીકેત—એજ સતાવાર દસ્તાવેજ—એજ સનદ.—વારૂં હું તે જાણુંચ ! તેનું શું ? અને તેમ તું હતો—તું ઘેલોજ હતો !—નહિ, બીલકુલ નહિ ! કાં, તારી સલામતી માટે ! જેઓએ તને દિવાનાની સર્તીફીકેત આપી તેમને કેહે—એક બોલ નહિ !— કર તેમ ! હું મારો બચાવ કરવા તૈયાર છું ! થંડો ! કદી નહિ ! એ માનવુંજ નહિ.' કોઈ સવાલમાં એ વાકયો વાપરયા પછી તેણે અહંકારમાં પોતાના હોઠ ફફડાવ્યા. પણ પોતાનાં માથાંને ઝોલાન દેતાં ખુરસીની પીઠ સાથ તે એટલા જોરથી અફળાયું કે તે તરત ચોંકી ઉઠયો, અને બોલ્યો, 'ઠીક છે, પણ યાદ રાખજે કે એ ફટકામાટે તને ઘણું ખમવું પડશે. એ તું એ લેગાવેલો ફટકો તારો છેલ્લોજ સમજજે !'

વૉલ્તર !, ગુદમેનની બાયડી બોલી. તેણીએ તેને હોરેસની મદદથી ધરી રાખ્યો, અને કહ્યું, 'વૉલ્તર ! ઉઠ !' 'મને મારતાં તમોએ એને દીઠો છેની ?' 'ના, ના-તે અહિં નથી."

'એ તમે શી રવેસે મને કહી શકો ?—પેલો શું તે તહિં ઉભો છે ! શું હું મારી પોતાની આંખે જોઉ છું તે ખોટું સમજું છું ? શું તમે સઘળાં મારી વિરૂધ થયાં છો ? નખોદ જજો તમો સઘળાંઓનું ? તમે મને પકડો છો શામાટે ?—હું એનો તોટો પીસાશ ! મને પકડોચ કાં ?'

અને તેણે હાલરો બાવરો બની ટગોટગ જોઈ જે શખ્સને પોતે હાણી પોંહોંચાડી હતી તે શખ્સના ખ્યાલી આકાર ભણી તેણે આંગળી કરી દેખાડયું. (છુટવાને જોર કરતો) મને છોડીદો! શું તમે લોકો મને અહિં દાબી ધરશો જ્યારે પેલો મારી ઉપર ફતેહનાં ડોળ કરી ફાવી જાય છે?'

'ચાલો, ચાલો,' **હોરેસ** બોલ્યો, બીજી વખત એની સાથ લડજો. હું સરત મારૂં છું કે તમે તેને મારી શકશો.'

'મારા વ્હાળા **વૉલ્ટર**, તું જાગૃત થા,' **ગુદમેનની** બાયડી બોલી; 'એતો માત્ર એક સ્વપ્નું છે. વ્હાળા, તે અહિં નથી–ખચીત તે અહિં નથી.'

'ફીકર નહિ, આવતી કાલે તેની ખબર લેજો,' **હોરેસ** બોલ્યો. તેને તજ્યુંજ ક્યાં છે ચાલો, ગવર્નર ચાલો.'

**વૉલ્તર** તદન હાંકી ગયો, તેવી હાલતમાં તેઓ તેને ઉપર તેને બિછાંણે લઈ ગયાં.

'હવે ખુન ઉંધાડું પડયું છે,' **હોરેસ** પોતાના ઓરડામાં પાછો ફરતાં બોલ્યો. 'એણે તે ઘરડા પોરયાને કોઈ ખાનગી દિવાનાશાળામાં પુરી મુકયો છે; એમાં તો જરા શક નથી. હવે આપો આપ જણાયું.'

'જા, જા,' **ગુદમેનની** બાયડી બોલી, એમ કદી બને નહિ, શું **ગુદમેન** કાંઈ દિવાનો છે કે તેને તેવે ઠેકાણે લઈ જવામાં આવે!'

'અરે બસરે હવે, બધું ઠીકજ છે,' **હોરેસ** બોલ્યો.

'પણ ખચીત, જ્યાંસુધી તે દિવાનો હોય નહિ ત્યાં-સુધી કોઈથી તેને અંદર લેવાય નહિ.'

'તેઓ નહિ લે!' **હોરેસ** બોલ્યો, 'તેમના બાપનુ શું જાય છે, જ્યાંસુધી તેઓને પૈસા મળ્યા જાય ત્યાંસુધી તે દિવાનો છે યા નથી તેની તપાસ કોણ રાખેચ? જો હું ચાહું તો આપણા વડા ગવર્નર **વૉલ્તરને** અને તે ચાહે તે

મને ત્યાં પુરી શકાય. વાત એ છે કે તેમના ગજવાં ભરાવાં જોઈએ; પછી કોણને ગોંધી મુકયો છે તેની થોડી તેમને દરકાર છે. વલી દાકતરની સર્ત્તીફીકેત જોઈએ—તે તો રૂપીઆ પાંચનું કામ છે કાંઈ ભારું નહિ.

'શું સામું માણસ દિવાનું છે કે નહિ તે જાણ્યા વગર?'

'જાણ્યા વગર—તેમાં તેમને શું છે? તેઓને તો સર્તીફીકેત લખવાને વાસ્તે બોલાવે છે; અને તેમ કરવામાટે તેમને પૈસા મળે છે; તેથી તેઓ કાં લખી નહિ આપે!'

'તમે મને તદન અચરતીમાં નાખો છો!' ગુદમેનની બાયડી બોલી.

'એ ઠીક! તમને અચરતી! અરે તમે શું પણ અડધી દુન્યા સમજે છે કે લુચ્ચા વૈદો કેવી તરેહ વજન વાપરે છે.'

'પણ તેઓ તેમની તપાસ તો જરૂર કરે.'

'મુદ્દલ નહિ! કદી કદી તો દર્દી કોણ છે કોણ નહિ તે જાણ્યા કે જોયા વગર તેઓ 'સર્તીફીકેત' લખી આપે છે; અગર તેમ કરતાં તેઓ દર્દીને ખરેખર જોવા જેટલી તસદી લીએ તો તેને તરેહવાર નવાઈ જેવા સવાલો કરી એવા ગભરાવી મુકે જેથી તેઓનાં બિલોર જેવાં ચોખ્ખાં જીગરની જેમ તેમ કરી ખાત્રી કરી મુકે કે દર્દી દિવાનો છે.'

'પણ શું એ ઘણું જબુન કામ નથી?'

'હાં, એ તો ઘણુંજ સગવડ ભરેલું કામ ગણાય છે.'

'પણ એની ગોઠવણ શી રીતે કરતા હશે?'

'ગોઠવણ એજ કે અગર મારી ઈચ્છા થાય કે આપણા વૉહતરને કોઈ એવાં બંદીખાણામાં ગોંધી મુકવો છે તો આપણે કરવું એટલુંજ કે ત્યાંના માલેક ઉપર ફકત તે બાબે આ મુજબ લખાણ કરી મોકલવું.

'સાહેબ,—એક દર્દીને તમારી દિવાનાશાળામાં મોકળવો છે વાસ્તે હુકુમ અને 'સર્ટીફીકેતના' ફારમ મોકળી આપજો, વળી, અમને વધારે કડાકુટ કરવી પડે નહિ માટે મેહેરબાની કરી સર્ટીફીકેત આપવાસારૂ બે દાક્તરોને તથા દર્દી ઘણો ઝનુની અને મસ્તાન છે વાસ્તે તેને લઇ જવા બે ચપરખંધા આદમીને રવાનાં કરી આપજો. એજ અરજ.'

'અને એમ કરવાનું કાયદાસર ગણાય કે?'

'કાયદાસર! કાયદાનું ત્યાં શું કામ છે? ખાનગી કામકાજ સાથ કાયદાને શું નીશબત હોય! અને તેમજ 'કારોનરનુંબી' ત્યાં શું કામ છે?'

તેમના વચ્ચે એ રવેસની ગુફતેગો ચાલતી હતી એટલામાં માળ ઉપરથી 'ખુન, ખુનના' અવાજ નિકળ્યા અને પછી કોઈનો જમીન ઉપર પટકાઈ પડવાનો અવાજ સંભળાયો. ગુદમેનની બાયડીએ એક કિકિયારી પાડી અને તેણી બેશુદ્ધ થઈ ગઈ. હોરેસ વૉલ્તરના સુવાના ઓરડામાં ધસ્યો અને જોયશું કે તે બેશુદ્ધ હાલતમાં જમીન ઉપર પડેલો. તેનો શ્વાસોશ્વાસ પાછો ચાલુ કરતાં ઘણો વખત લાગ્યો; અને જ્યારે તેમ થયું ત્યારે લવારૂં કરવા લાગ્યો. તેટલામાટે હોરેસે આખી રાત તેની આગળ બેસી રહેવાને કબુલ કીધું. પોતાની મા તથા બાયડીને બિછાણે મોકલ્યા પછી તે એક મોટી 'ઇઝીચેર' ઉપર બ્રાન્દી અને ચીરૂત લઈ બેઠો.

---

## પ્રકરણ ૧૬ મું.

### ગુદમેનને નવાં રેહેઠાણે લઇ જવું.

ગાડીમાં નાખ્યા પછી ગુદમેન જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે તે જોય શું કે પોતે પાણીથી તદન ભીનાઇ

ગયલો હતો; કારણ કે પેલા બદમારોએ તેને હુશિયારીમાં આણવા માટે તેનાં મોંહ ઉપર પાણીનો મારો ચલાવ્યો હતો. તેણે પોતાની પાસ બેઠેલા શખ્સનાં મો તરફ જોયું અને કહ્યું, 'મારા ભલા મિત્ર, મું જપર આ રવેશની જબરદસ્તી ચલાવવાની તમારી મતલબ શી હશે તે મેહેરબાની કરી મને જણાવો!'

'ફીકર નહિ, તે મતલબ તમને સેહેજમાં જણાશે, અધીરા ના બનો.'

'પણ એક ગુનેહગારની માફક મને કાં પકડવામાં આવ્યો હશે! મેં કોણને નુકસાણ પોંહોંચાડયું છે? એકબી જીવડાની મેં મારી ઉપર ઈતરાજી ખેંચી હોય એવું મને સાંભરતું નથી.'

'કાંઈ પણ સવાલ પુછવાનું બંધ કર? એ વિશે અમે કાંઈ જાણતા નથી. અમને અમારા હુકમ મળ્યા છે એજ બસ.'

'પણ મારે આટલુંજ જાણવું છે કે તમે મને કઈ જગાએ લઈ જાવો છો.'

'તેની તને જલદી ખબર પડશે? સઘળું ઠીક વખત જણાશે. જરા ઠોભ એટલે તને વિચાર આવશે.'

'પણ એટલું જણાવવામાં તમને કાંઈ વાંધા જેવું લાગતું હોય એવું હું જોતો નથી!' ગુદમેન બોલ્યો.

'એટલું કહે, એ ગ્રહસ્થને,' રખેવાળમાંથી એક બોલ્યો, 'એ કાંઈ બીજાઓના જેવો દેખાતો નથી. કહે, કાંઈ અડચણ જેવું નથી.'

'તે કાયદાસર કહેવાય નહિ!' બીજાએ જવાબ દીધો. 'તોપણ મને એ બાબે કાંઈ ખાસ વાંધા જેવું નથી, વાસ્તે હું કહીશ; અને તેપણ એટલાજ માટે કે એ કોઈ મોટી આબરૂવાળો ગ્રહસ્થ દેખાય છે.'

'ત્યારે તો મને જણાવો,' **ગુદમેન** અધીરાઈથી બોલ્યો.

'એટલો ઉતાવલો થા મા!' એકે જવાબ દીધો, 'તમો દર્દીઓને હમેશાં એવી હાલત અખ્તીયાર કરવાની આદત હોય છે.'

'ખોદા ખાતર મારી સાથ ચેડાં ના કાઢો.'

'લે વળી એમ બોલ્યો! તમારા લોકોની એજ રીત છેની! પણ જરા ધીરા અને થંડા કાં નહિ રહો? તમને કહેવાની હું કાંઈ દરકાર કરતો નથી! અમે તને એવી જગાએ લઈ જઈએ છિયે કે જ્યાં તારી સારી માવઝત કરવામાં આવશે.'

'દિવાના શાળામાં? નહિ વારૂં?' **ગુદમેન** બોલ્યો.

'મહિના દહાડા સુધી દરરોજ એ પારખવાની તેં તજવીજ કરી હોત તો તારૂં વળત નહિ અને આ એક સપાટામાં તેં ફતેહ મેળવી છે. પણ અમારી જગા ઘણીજ સારી છે અને તે ખાનગી અને સોહોર સાર વગરની છે. એવી તો કોઈ બીજી હશે નહિ! દરેક ચીજ આબરૂદાર અને મલાહજા ભરેલી છે.'

**ગુદમેને** ખાનગી દિવાના શાળાઓ વિષે પુષ્કળ સાંભળ્યું હતું; ત્યાં ચાલતી લુચ્ચાઈથીબી તે અજાણ ન હતો. દર્દીઓ ઉપર ગુજરતા જુલમોને તે ગપાટા સમજતો હતો કારણ તેનો એવો વિચાર હતો કે **લન્દન** જેવાં સુધરેલાં અને દુન્યામાં પેહેલાં ગણાતાં શેહેરમાં કોઈબી તરેહનો જુલ્માત ચલાવવા દેવામાં આવે નહિ; પણ હવે અને આ તકેજ તેના ધારેલા આગળા ગપાટા ખરા બનાવ તરીકે તેનાં ધ્યાન ઉપર અસર ચલાવવા લાગ્યા તથા તેને નાસવાનો યત્ન કરવા ઉશ્કેરતા હતા. તે હવે સમજવા લાગ્યો કે જો નાસવાની કોશેસ ન કર્યામાં આવે

તો બાકીનો તમામ જન્મારો આખર થતાં સુધી કોઈ નાની જેવી અંધારી દુન્યામાં પુરઈ રહેવાનો. આ વિચાર મનમાં ઉત્પન થતાંજ તેણે તેના આચરણમાં ફેરફાર કરી મુકયો અને ગોયા કોઈ સંકટ હોય નહિ તેમ થંડો અને ધીરો બન્યો કે તેના વિચારનો પેલા તેના રખેવાલોને કોઈ ભ્રાંત ઉપજે નહિ. તે તેમની સાથ તદન હળીમળી ગયો, અને તેઓ તેને નસાડી મુકવાને લલચાય એવા હેતુથી તેણે તેમના હાથમાં પાંચ સોનાના સિક્કા મુકી કહ્યું, હાલ તું તે તો એજ લેવો પણ જો તેને દિવાના શાળામાં હાંકી લઈ જવાને બદલે તેઓ તેને નસાડવામાં મદદ કરે તો બીજા ૧૦૦ સિક્કાનો એક ચેક તેમને મળે.'

'એ બને એવું નથી,' એક બોલ્યો, 'મનતે એવું હું ઈચ્છત, પણ આપણી પછવાડે બે દાકતરો આવે છે જેમની સાથ તમારો—'

'સાથે કોણ છે, મારા ભલા મિત્ર, સાથે મારૂં કોણ છે?' ગુદમેને પુછયું.

'કાં—જે ગ્રહસ્થે દાકતરોને તેડાંવ્યા તેજ.'

'અને તે કોણ છે?' ગુદમેને ઉલતથી પુછયું. 'તે કોણ છે? મને એટલુંજ કહો!'

'તે કેમ કેહેવાય! કાયદો નથી.'

'એ તો એક ભરમ છે જે તમે આસ્તે આસ્તે તમારા જાણ્યામાં લાવી શકશો.'

'હાલ તેઓ આપણી પછવાડે છે કે?' ગુદમેન બારીની બહાર ડોકયાં કરતો બોલ્યો.

'હા, હા, તેઓ આવે છે, બેસી જાઓ.'

ગુદમેન તુર્ત બેસી ગયો કારણ તેની મતલબ પોતા ઉપર કોઈ પણ શક આવતો દુર કરવાની હતી.

'હજી આપણને ઘણું દુર જવાનું છે?' તેણે પુછયું.

'ઘણું નહિ; આપણે નજદીક આવી પુગા છિયે; બીજી દશ મીનીતમાં તો આપણે ત્યાં જઈ પુગશું.'

**ગુદમેન** સમજયો કે હવે વખત ખોવો જોઈએ નહિ; કારણ તેણે જીવપર આવી એક ભારે યત્ન કરવાનો નક્કી કસદ કીધો હતો. તે જાણતો હતો કે એક વેળા ગાડીમાંથી બહાર નિકળ્યો એટલે તેને પકડી પાડવાને સેતાબ પાંઉવાળો આદમી પણ ફાવી શકે નહિ; એ વિચારની કુમક પકડી તે કુદકો મારવાને તૈયાર થયો.

'બીજી પાંચ મીનીત બસ છે!' એક રખેવાલ બારીની બહાર ડોકું કાઢી બોલ્યો, જે તકનો લાભ તાબડતોબ લઈ લેવાને **ગુદમેન** ચુકયો નહિ અને જીવતોળ છલંગ મારતો તે સપાટા બંધ બહાર દોડતો થયો.

'પેલો નાહાઠો—સબર ગાડીવાન સબર' એક જને બુમ પાડી. 'તે આપણથી પકડાવાનો નથી કારણ કે માસ વગરનું મરકુત્યું છે. અને તેઓથી તે પકડાત પણ નહિ—પણ કમનસીબે બહાર કુદી પડતાં તેનું ઘુંટણ જોખમાયું જેથી તેને દોડવું ભારી અને કઠણ કામ થઈ પડયું.

તરતજ ગાડી અટકી અને પેલા બદમાશો બહાર કુદી પડયા; અને **ગુદમેન** પોતાના બંધે પગનો મજબુતાઈથી ઉપયોગ કરવાને અશક્ત બન્યો હતો તેથી તેઓએ તેને સેહેલાઈથી પકડી પાડયો જ્યારે તેઓ માંહેલા એકે તેના બરડા ઉપર જોરથી એક ઠીંગોળું લગાવ્યું અને તેને તૂર્ત જમીનદોસ્ત કરી નાખ્યો.

'અમારી સઘળી મેહેરબાનીનો તું આ બદલો સમજયો?' એક શખસ, તેનાં પેટ ઉપર જોરથી લાટ મારતો બોલ્યો. 'આ તારી નિમખાહલાલી કે?'

'લુચ્ચાઓ!' **ગુદમેને** પોકાર કીધો; જ્યારે પેલા બંધે જને તેને લાટે કુટી નાખ્યો.

'ઉઠ,' એક બોલ્યો. 'લાવ, **સેમ**! બેડી લાવ?'

**સેમ** તુર્ત બેડીની એક જોડ લાવ્યો અને તે ઉંઘાડવા લાગ્યો. જ્યારે **ગુદમેન** બેડી પકડી લઈ પોતાના બચાવમાં તેઓ તરફ ઘુમાવતો બોલ્યો, 'હું બેડી પોવા દઈશ નહિ! હું મારી પોતાની સલામતી માટે લડીશ અને મારો બચાવ કરીશ. જો કે હું દિવાનો નથી તોપણ હું હવે જીવપર આવેલો છું, અને જે શખ્સ મને પેહેલે હાથ લગાડશે તેનાં ખુનનો જોખમ તેને સર ગણાશે.'

પેલા બંધે જન તે પળે પાછા હટ્યા.

'મને ઇન્સાફ આપો,' **ગુદમેન** બોલ્યો. 'અગર હું દિવાનો હોઉં તો તે મારૂં દિવાનાપણું દુન્યા હજુર સાબેત થવા દો! આ રીતે સંસારમાંથી હું પોતાને ચોરી લઇ જવા દઈશ નહિ.'

આ પળે એક ગાડી તે જગા આગળ ઝડપથી આવી લાગી જે તરફ ઉલતમંદ આશામાં **ગુદમેનની** નજર દોડી. તે ગાડી જોતાંજ પેલા બદમાશો એક જોસબંધ સામટો હુમલો કરી **ગુદમેન** ઉપર ટુટી પડયા અને તેને ગડચીમાંથી પકડી જમીન ઉપર પટકી નાખવામાં ફતેહ પામ્યા. અને જેવો તે જમીન ઉપર પડયો તેવાજ તેઓએ લાટે લાટે તેનાં ઘુંટાગ ભાંજી નાખ્યા જેથી બિચારો **ગુદમેન** ચાલવાની શકિતહીન થઇ પડયો. ગાડી નજદીક આવી ઉભી એટલે **ગુદમેને** 'મદદ, મદદ!' ના પુકાર કર્યા. 'મદદ! ખુન!'

'હમે તને મદદજ કરીશું,' એક માણસ તે ગાડીમાંથી ઉતરતાં બોલ્યો. 'હમે તને ખાસી મદદ કરીશું.'

'અને તારો કિણો પણ લઈશું,' એક બીજો શખ્સ ગાડીમાંથી ઉતરતાં બોલ્યો.

**ગુદમેને** તે સાદ ઓળખ્યા, અને જે બાજુએથી તે નિકળ્યા હતા તે તરફ જોયું એટલે તેની તમામ આશા

મુન મારી ગઈ કારણ કે તેના દીલમાં દાકતરો **બોલી-મૌત** અને **દાબ** આવ્યો.

'નાખો એને અંદર !' **દાબ** બોલ્યો.

'તારો પેલો જુવાન બુબખ હવે અહિં નથી,' **બોલીમૌત** બોલ્યો. અને તેણે અને **દાબે** **ગુદમેનના** પગ પકડયા, જ્યારે પેલા બે રખેવાલોએ તેનું શરીર ઉંચક્યું અને ગાડીનાં બારણાં આગળ તેને લઈ ગયા.

**ગુદમેને** પોતાથી બનતી તમામ કોશેસ કરી ફાંફાં માર્યાં અને કેટલીક વખત પેલા બંધે દાકતરોને પોતાની આગળથી હંસેલો મારી દુર કરવામાં ફતેહ પાંમ્યો જ્યારે તેઓ દરેક વખત નવાં જોર સાથ તેના આંગ તરફ ધસતા. તેને ગાડીમાં નાખવાની તેમની દરેક કોશેસ વ્યર્થ જતી જ્યારે પેલા બંધે રખેવાલોએ તેના ગુરા ઉપર પોતાનાં ભારી બુતની લાટો જોરથી લગાવી પણ **ગુદમેને** પોતાના પગ વાળ્યા નહિ. તેઓએ તેને ગુંગલાવી બેશુદ્ધ કરી નાખવાનો યત્ન કર્યો જે પણ વ્યર્થ ગયો, કારણકે **ગુદમેન** જીવ ઉપર આવી તરફડયાં મારતો હતો. એમ કરતાં જ્યારે તેને અંદર નાખવાની તેમની દરેક કોશેસ ફોકટ ગઈ ત્યારે **દાબ** દાકતર આખરે બોલ્યો, 'પેલાને કહો કે આપણને મદદ કરે ! તેણે અહિં આવવું જોઈએ ! એ કાંઇ કામનું નથી ; અમારાથી એને ગાડી અંદર નાખી શકાતું નથી ; વાસ્તે તેને અહિં આવવુંજ જોઈએ.' અને જ્યારે એક માણસ જે અત્યાર સુધી ગાડીમાં ભરાઈ રહ્યો હતો તેને મદદ માટે **બોલીમૌતે** બહાર ખેંચી કાઢયો ત્યારે **ગુદમેન** બોલ્યો, 'રે દયાળુ ખોદા !—મારો ભાઈ !—રે **વૉલ્તર** !—વ્હાલા **વૉલ્તર** મને બચાવ—મને એ આદમીઓથી બચાવ !'

**વૉલ્તર** આવ્યો, એટલે **ગુદમેને** આગળના કરતાં અધિક જોશ ભરી કોશેસ કરી, પણ તેને પેલા બદમા-

શોના પંજામાંથી છોડવવાને બદલે, એક કૂતરાની માફક તેણે તેને ગાડીમાં નાખવાને પેલાઓને મદદ કરી! જે પળે તેને અંદર નાખ્યો, તેજ પળે રખેવાલો અંદર બેઠા, અને દાકતરો બી તેમની સાથે ગયા. જ્યારે આગળાઓએ એકદમ તેને ગરદનમાંથી પકડ્યો અને પોતાનાં વેઢાં જોરાથી તેના ગળાંમાં ખોશ્યાં, જ્યારે છેલ્લાઓએ તેના પગ બાંધ્યા અને નીચે પકડી રાખ્યા.

'મારો ભાઈ!' ગુદમેન બોલ્યો,—'મારો ભાઇ મારી વિરૂધ!—ખોદા!—એ કેમ બને!' તેના ગાળ ઉપરથી દુ:ખનાં આંસુના રેળા ઉતર્યા, અને એક બચ્ચાંની માફક તે ડચકાં ખાઇ રોવા લાગ્યો. 'હવે તમે કાંઇપણ જબરી મુજપર વાપરવી નહિ,' તે બોલ્યો, "મારો ભાઈ, મારો પોતાનો ભાઇ, જેને મેં આજ સુધી પાળ્યો, તે મારો શત્રુ થઇ બન્યો છે! જેમ તમારી મરજી પડે તેમ હવે કરો; હવે હું ફરીથી સામે થઇશ નહિ!'

'ફીકર નહિ,' એક બદમાશ તેને ખુબ ઢંઢોલી બોલ્યો, 'એ વાતની અમે ખુબ સંભાલ રાખીશું! કોઇબી રવેશે, એકજ ફટકામાં અમને તારી અછી અજમાયસ થઇ છે, અને ફરી એવી તમો તરફથી નવાજેશ થાય નહિ તે માટે બરાબર અમારી હુશિયારીમાં રહીશું,' અને તેના ગળામાં પાછાં પોતાનાં વેઢાં ખોસી તેને ખુબ હિળવીને દોદરો કર્યો.

ગાડી ઉભી રહી. એક મોટી બાંધણીવાળી અને મોહક ઇમારત આવી. તેના બહારના દરવાજા ઉઘડયા જે તેઓ અંદર ગયા એટલે પાછા બંધ થઇ ગયા જ્યારે ગુદમેન ઉપરથી પોતાનો કબજો છોડી બોલ્યો, 'હવે, તું ઘરડા લુચ્ચા, હવે જીંદગી સુધી અહિં પુરઇ રહેલો સમજ. હવે તું પુરતો સલામત છે! હવે બેલાસક જોઇએ

એટલી તસદી તું અમને આપ.' ગાડીનું બારણું ઉઘડયું એટલે દાકતરો ઉતર્યા, અને જ્યારે રખેવાળોએ **ગુદમેનના** પગ છોડયા, ત્યારે એક પળ તેને તેઓએ એકલો રડતો મુકયો.

'કેમ હવે બહાર આવે છે કે નહિ?' તેઓ માહેલા એકે પુછયું; અને બીચારો **ગુદમેન** જે તદન થાકી ગયો હતો તેણે નીચે ઉતરવાની કોશેસ કીધી, પણ બે પગઠયાં હેઠળ ઉતરયો નહિ એટલામાં પેલા નિર્દય બદમાશે જોરથી તેને બહાર ખેંચી કાઢયો જેથી તે બીચારો ખભરાયલી કાંકરાની જમીન ઉપર જોરથી અફળાઈ પડયો 'ચાલ! ઉઠ!' જેમ એક મુવેલા કુતરાને ઠોકર મારે તેમ **ગુદમેનને** ઠોકર મારતો એક બદમાશ બોલ્યો. જ્યારે **ગુદમેનથી** ઉઠાયું નહિ ત્યારે તે તેને જમીન ઉપરથી ઘસડતો લઈ ગયો. તેનાં નાંક અને કાનમાંથી લોહી ઢોઢબંધ વહેતું હતું જે જોતાં ગાડીવાનને કમકમાત ઉપજ્યો તેથી તે બોલ્યો. 'જરા ઈનસાન્યત વાપરો! જો એ ઘેલો હોય તો જીવજંતુની મીસાલ એની સાથ વર્તવાની કાંઈ જરૂર નથી!'

'તું તારૂં ફોડ,' એક કાળા દેખાવનો શખસ જે તે દિવાનાશાળાનો માલેક જેવો જણાતો હતો તે બોલ્યો. 'તારૂં ભાડું શું થયું છે?'

'સાત શીલીન્ગ!' ગાડીવાન ગુસ્સામાં બોલ્યો.

'લે આ, ચાલ હવે નિકળી જા? તારી પતરાજી અમારે સાંભળવી નથી.'

"ખોદા પનાહ રાખે! એવું ભાડું હું ફરીથી કરૂં નહિ." ગાડીવાન બોલ્યો, 'જો હું આગળથી જાણતે તો હજાર વેળા તું પગે પડતે તો હું એવું ભાડું કરતે નહિ.' એટલું કહી તેણે ચિડમાં તેઓ તરફ જોઈ ઘોડાને ચાબુક લગાવ્યો જેથી ગાડી ઝડપથી ગબડી અને દરવાજા આગળના એક માણસના કાન ઉપર તેનો ઘસારો લાગ્યો.

બિચારા **ગુદમેનથી** જેમ જોવાયું તેમ પોતાનો ભાઈ જે બહારની ગાડીમાં ભરાઈ બેઠો હતો તેની તરફ તાણી તોડીને જોયું; પણ તે ડોકું ફેરવે શું એટલામાં તેને ઘસડીને એક કોટડીમાં લઈ જઈ નાખવામાં આવ્યો. જ્યારે આંસુના કટરા છુટવાથી તેના હૈયાંનો ભાર ઓછો થયો ત્યારે તેણે એક શખ્સ કે જેને દાકતરોની સર્તીફીકેત આપવામાં આવી હતી તેને ધીમા અવાજે પુછ્યું, 'સાહેબ, તમે આ ખાતાંના માલેક છો?'

'હા, હું છું!' તેણે ભવાં ચડાવી કહ્યું.

'મેહેરબાની કરી મને અત્રે લાવી મુકવાની સનદ દેખાડશો!'

'ચુપ રેહે!'

'હું માત્ર એટલુંજ ઇચ્છું છું કે—'

'ચુપ!' પેલો ડોળા ગુરકતો હેવાન બોલ્યો. "એનાં કપડાં ઉતારી લો, અને બિછાણે નાખો!" પોતાનાં માણસોને તેણે કહ્યું. 'અગર એ પોતાના સેતાન્યત ચાળા અહિં આપણને દેખાડવાની તાકાત ચલાવે તો એની ખબર કેમ લેવી તે તમે જાણો છો.'

**ગુદમેનને** એક અંધારી, સાંકડી કોટડીમાં ઘસડી લઈ જવામાં આવ્યો. તેના કપડાં કાઢી લેવામાં આવ્યાં, અને તેને એક પાટલાં ગોદરાં ઉપર નાખવામાં આવ્યો. ત્રણ ચાર જબરદસ્ત માણસોએ તેની આગળથી જતી વેળા સોગંદ લઈ તેને કહ્યું કે અગર જરાબી ઘોંગાટ કરવામાં આવશે તો તેઓ આવી તેનુ માથું ભાંજી નાખશે; એટલું કહી તે રાત્રે તેને બંધ કરી મુકયો.

'ખોદાની મરજી પ્રમાણે થવું જોઈએ!' **ગુદમેન** એકલો રહ્યા પછી બોલ્યો.

'પણ રે ખોદા! શું હું દિવાનો છું?—હું હોવો જોઈએ—મને લાગે છે કે હું હોવો જોઈએ; કારણ કે મને એવો વિચાર આવ્યો હતો અને હજી તેમજ વિચારૂં છું કે મેં મારા ભાઈને દીઠો હતો—તે મારો ભાઈ કે જેની તરફ હું કોઈ દિવસ અકૃપાળુ થયો નથી— જેને અતિશય નરમાસથી અને સંભાળથી ઉછેર્યો હતો—અને જેનું હું હજી પુરૂં કરૂં છું. અરે—એ નહિ બને તેવું છે!—હું છું—હું દિવાનોજ છું! અને તોપણ—ખચીત એ સ્વપ્નું તો હોયજ નહિ! નહિ, નહિ! હું હાલ જાગતો છું! ખોદા! એ શું હશે! દિવાનું તો નહિ હોય!—તે હોય કેમ—મને દરેક બાબદ યાદ છે—તે હું હારબંધ મેળવી શકું છું—અને તેમની ઉપર ટિકા કરી શકું છું—પેલા વૈદો! તેઓ ચીનના શેહેનશાહ સાથની મારી સગાઈ વિષે કાંઈ બોલતા હતા! એ રીતની સગાઈ ધરાવવાનો જરા પણ ખ્યાલ મને આવ્યો ન હતો! જ્યાં છે ત્યાં કાંઈ ભુલ થઈ છે. તોપણ, તેમને મોકલ્યા કોણે! વૉલ્ટરે! તેની તેમ કરવાની હાંસીલ મતલબ! તરતનો કબજો મેળવવાની! તે હશે! અરે! આ કેવી નીચ રીત છે! કયો માણસ પકડાવાથી—પરહેજ પડવાથી—ફાંસી જવાથી બચી શકે? અગર હું ગાંડો ન હોઉં, તો હવે હું જલદી તેવો થઈશ!' અને જ્યાં સુધી તે તન અને ધ્યાનથી થાકી ગયો ત્યાં સુધી તેણે એવી તરેહવાર કલ્પણાં મનમાં ચાલુ રાખી.

---

**ભાગ ૧ લો સમાપ્ત.**

---

## આગલથી નામ નોંધાવજો.
## છપાઇ બહાર પડશે.
## લિકૉક.
## છુપી પોલીશનો અમલદાર.

જેની ખુનો, ચોરો, ધાડપાડુઓ તથા ઘેર ફોડનારને પકડી કાઢવાની હેરત ભરેલી યુક્તીઓ, તથા મુખલક્ષણ વિદ્યા ઉપરથી શાહુ તથા ચોરને પીછાણી કાઢવાની અજબ જેવી શકતી. આગલથી નામ નોંધાવનાર જોડે રૂ. ૧) પાછલથી રૂ. ૧ાા પોશતેજ ૦)=

---

## જમાનાનાં જુવાનીઆઓનો એક અછો ચીતાર.

'પેહેલું પીએ તો દારૂ, બીજું પીએ તો વારૂ, ત્રીજું પીએ તો શરાબ, ચોથું પીએ તો ખાનું ખરાબ.'

### "શરાબ તારૂં ખાનું ખરાબ!"

એવે નામનો ખેલ.

(લખનાર) દાદી એમ તારાપોરવાળા.

જેમાં શરાબથી તથા જુગારથી નીપજતા ગેરફાયદા તથા ખાનાખરાબીનો એક શોકાતુર અહેવાલ દર્શાવ્યો છે.

આ ખેલમાં દિલપસંદ તથા જુદી જુદી રાગણીઓનાં ગાયન સમાવવામાં આવ્યાં છે. આગલથી નામ નોંધાવનાર જોડે રૂ. ૦ા ; પાછલથી ૦ા= ; પોશતેજ ૦ાા આનો.

---

ધનજો ગોજો—કીમ્મત આગલથી રૂ. ૦ા ; પાછલથી રૂ. ૦ાા.

પાક દામન ચાહુધન—કિમ્મત આગલથી રૂ. ૧); પાછલથી રૂ. ૨).

**એમ. મીસ્ત્રીની કુંપની, કોટ, મુંબઇ.**